शास्त्रविशारद योगनिष्ट जैनाचार्य महाकवि श्रीमद्
बुद्धिसागरसूरिकृत—

# सत्यस्वरूप ॥



छपोनी प्रसिद्ध करनार,
श्री अध्यात्म ज्ञानप्रसारक मंडळ.
हा वकील मोहनलाल हिमचंद–पादरा.



द्वितीयावृत्ति. प्रत १०००
वीर सं २४५० इ सन १९२४ वि सं १९८०

कीम्मत ०–६–०

# નિવેદન



શ્રી જૈન અધ્યાત્મ જ્ઞાન પ્રસારક મંડળ તરફથી શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરિ ગ્રંથમાળાના ૮૦ મા મણકા તરીકે સત્ય સ્વરૂપ નામનું પુસ્તક બહાર પાડવામાં આવે છે. આ પુસ્તક જૈનો તથા જૈનેતરોને અત્યંત ઉપયોગી છે. વિ. સં. ૧૯૬૦ ના માગશર માસમાં વિજાપુરથી શા. વાડીલાલ દલીચંદ પાડેચીનાની બ્હેન પાની બ્હેને કેશરીયાજીનો સંઘ કાઢયો હતો તે વખતે આચાર્ય મહારાજ શ્રી બુદ્ધિસાગરજી મહારાજે કેશરીયાજીના સંઘ સાથે વિહાર કર્યો હતો તે વખતે ગામોગામ વિહાર કરતા નવરાશના પ્રસંગે આ સત્ય સ્વરૂપ ગ્રંથ લખ્યો છે અને શ્રી કેશરીયાજીમાં મહા સુદિ ૨ ના રોજે પૂર્ણ કર્યો હતો. મુંબાઈ જ્ઞાન પ્રસારક મંડળી તરફથી આ પુસ્તકની પહેલી આવૃત્તિ વિ. સં. ૧૯૬૩ માં છપાઈ બહાર પડી હતી. તેની અનેક સ્થાનથી માગણીઓ આવવાથી હાલ છપાવીને દ્વિતીયાવૃત્તિ તરીકે બહાર પાડયો છે. અ૦ જ્ઞા૦ મ૦ તરફથી આ ગ્રંથ બહાર પાડવામાં આવ્યો છે. આ ગ્રંથ

તે હુ ખ્રિસ્તી મુસલમાન વિગેરે સર્વ કોમને ઉપયોગી થઈ પડે એવા છે કારણ કે એમા સામાન્ય ધર્મ સબંધી ઉપયોગી તત્વોનુ લખાણ છે સર્વ જૈનોને આ પુસ્તક વાચતા ઘણુ ઉપયોગી થઈ પડે તેમ છે પુસ્તકની કીમત ફક્ત બાર આના રાખવામા આવી છે આ પુસ્તક છપાવવામા પથાપુર નિવાસી અને મુબઈમા વ્યાપાર કરનારા સખી ગૃહસ્થ શેઠ નસુખરામ મગનલાલ ગાધીએ રૂ ૫૦૦) ની મદદ કરી છે તેથી અ૦ જ્ઞા૦ પ્ર૦ મ૦ તરફથી તેમનો ધન્યવાદ આપવામા આવે છે શેઠ નસુખભાઈ ગાધીનુ જીવન ચરિત તથા તેમનો ફોટો આ પુસ્તકમા દાખલ કરવામા આવ્યો છે અને મડળ તેમની ઉન્નતિ ઇચ્છે છે તથા તેઓ ભવિષ્યમા જૈન ધાર્મિક શુભમાર્ગો વાપરવામા ઉત્સાહિત થઈ આ મનોગ આપે એમ અ૦ જ્ઞા૦ પ્ર૦ મ૦ ઇચ્છે છે

લે વકીલ શા મોહનલાલભાઇ હિમચદભાઇ

અધ્યાત્મજ્ઞાનપ્રસારક મડળ

સુ પાદરા

પુસ્તક મળવાનુ ઠેકાણુ —

વકીલ શા મોહનલાલ હિમચદભાઇ

પાદરા

ના આત્માગમભાઇ ખેમચંદ કાપડીઆ
સાણંદ

ભાખરીયા ના નગીનદાસ રાયચંદ
ઠે પાંજરાપોળની ખડકી
મુ મેસાણા

ના મણિલાલ અમથાલાલ એન્ડ બ્રધર્સ કુ
હા મોહનલાલ નગીનદાસ ભાખરીયા
ઠે કાટ બજાર ગેટ સ્ટ્રીટ ન ૧૯૨-૯૪
મુંબાઇ

ના મેવજી હીરજી બુકસેલર
પાયધુની મુંબાઇ

વિજાપુર
શ્રી જૈન જ્ઞાનમંદિર
હા ના. ચંદુલાલ ગોકળભાઇ



# अर्पण पत्रिका

---

## પાદરા વકીલ શા. મોહનલાલભાઈ હિમચંદભાઈ

તમારૂં ગૃહસ્થ જીવન ઉત્તમ આદર્શ દૃષ્ટાંતરૂપ છે તમોએ બાલ્યાવસ્થામાં ઉમંગ ઉત્સાહ ખંત ઉદ્યમ અને ઉત્તમ થવાની આશાએ બાલ્યાવસ્થાથી વ્યાવહારિક કેળવણીનો અભ્યાસ શરૂ કર્યો વડોદરામાં તથા અમદાવાદમાં પોતાના ઓળખીતા પ્રિય સંબંધીઓને ત્યાં રહીને અભ્યાસ શરૂ રાખ્યો અને યુવાવસ્થામાં જુવાની જાળવી રાખી અને અનેક જુવાનીપણામાં થતા દોષોથી બચી ગયા અને નીતિ સદ્ગુણમાં કાયમ રહી તમોએ તથા વકીલ નંદનાનભાઈએ વકીલાતનો અભ્યાસ કર્યો અને ખંત-ચીવટથી પરીક્ષા આપી વકીલાતની પરીક્ષામાં પાસ થયા. તમોએ તથા વકીલ નંદનાનભાઈએ ખાસ ભાઈ સરખી મિત્રાચારીના સંબંધથી દૃઢ રહી વકીલાતની પેઢી ચલાવી અને દેવગુરુ ધર્મની આરાધના યથાશક્તિ કરતા હતા. વિ. સં. ૧૯૫૮ ના માગશર માસમાં મારી સાથે તમારો પરિચય થયો તે વખતે પણ તમે ધર્મના રાગી હતા પણ જૈન ધર્મ તત્ત્વજ્ઞાનમાં તમારો પ્રવેશ થયો નહોતો. વિ. સં. ૧૯૫૮ ના ચોમાસે આગમસાર નયચક્ર ગુણપર્યાયનો રાસ નવતત્ત્વ

વગેરે ગ્રન્થોનો સમાપ્તી પામે અભ્યાસ શરૂ કર્યો વકીલ નદ લાલભાઈએ પણ નવતત્ત્વનો અભ્યાસ કર્યો તમોએ તે પછીથી વિ સ ૧૯૫૯ મા શ્રાવણના બારવ્રતને સમકિતપૂર્વક અગી કાર કરી તમારા નૈતિક અને ધાર્મિક જીવનનો પ્રતિદિન વિકાસ થવા લાગ્યો અને તમો પ્રતિવર્ષે વાર વાર ચોમાસા વગેરે કાળમા ગામોન્તરે મા અમારા સમાગમમા આ યા, તમોએ પાદરા મા ચાલતી જૈનપાઠશાળાની દેખરેખ રાખીને જૈન બાળકોને ભણાવવામા યથાયોગ્ય આત્મભોગ સહાયતા કરી છે અને હજી પણ કરો છો તથા જ્ઞાનજ્ઞાનભંડારનો વહીવટ કરો છો અને જૈનોને જૈન ધર્મના પુસ્તકો વાચવામા ઉત્સાહી બનાવ્યા કરો છો દારૂ, પાન માસભક્ષણ વેશ્યાગમન પરસ્ત્રીભોગ, જુગાર, ચોરી, વગેરે વ્યસનોથી મિલકુલ દૂર રહ્યા અને હુકા ચલમ બીડી પણ દૂર રાખી, તથા રાત્રી ભોજનના ત્યાગી થયા દરરોજ પ્રભુની પૂજા, સિદ્ધાચલાદિ તીર્થની યાત્રા, જઘન્યમા નવકારશીનુ દરરોજ પચ્ચખાણુ, વગેરેથી મન વાણી અને કાયાની શુદ્ધિપૂર્વક આત્મશુદ્ધિ કરવા અત્યત લગનીની તાના વેલીથી ઉત્સાહી થયા છો અધ્યાત્મજ્ઞાનના અનેક પુસ્તકોનુ તમોએ વાચન કર્યું, જૈનધર્મના રાસાઓ તથા જૈન કથા ઓનુ વાચન કર્યું વસીલાતમા બચરવાન કુટુબીની આર્થિક શાએ અપૂર્ણ છતા રોજગારી કેસોની વકીલાત બધ કરી

તથા અધ્યાત્મજ્ઞાનના પ્રેમીના મન્યા અને તમોએ જૈન દર્શના અનુયોગનું જ્ઞાન પ્રાપ્ત કરવામાં લક્ષ લગાડ્યું છે અને હજી પોતાને અપૂર્ણ માની નિરહંકારપણે પ્રવૃત્તિ કરી રહ્યા છો. તમારી જૈનશાસનમાં અને પાદરાતાલુકા વગેરેમાં ઘણી પ્રસિદ્ધિ થઈ અને તમારી પાસે રા માણેકલાલ વરજીવન તથા શેઠ પ્રેમચંદભાઈ તથા વકીલ શેઠ મગનચંદ લખમીચંદ, વગેરે આનંદના લાભના અને જૈન તત્ત્વજ્ઞાનરુચિવાળાની એક ટોળી થઈ ભાઈચંદભાઈ તથા ત્રિભોવનદાસ વજેરામ વગેરે તમારી સાથે ધર્મારાધન મંડળમાં જોડાયા છે તમારી ગુરુભક્તિ ઉપર પૂર્ણ શ્રદ્ધાભક્તિ છે સુધારાના પવનના સપાટાથી મુક્ત રહી આત્મકલ્યાણના માર્ગે વહો છો **શ્રીમદ્ દેવચંદ્ર પુસ્તક**ના બે ભાગ છપાવવામાં તમોએ ભગીરથ પ્રયત્ન કર્યો અને પાદરાની શ્રાવક ટોળીએ તમારી સાથે કાર્ય કર્યું અને તમોએ **શ્રીમદ્ દેવચંદ્રના બે ભાગ** છપાવવામાં તમારું જીવન ના પર્યું અને તેમાં કૃતાર્થ પામ્યા અને તમોએ શ્રીમદ્ દેવચંદ્રજી મહારાજને અક્ષરદેહથી હિંદ વગેરે દેશોમાં જાહેર પ્રકાશિત કર્યા અને ગુરુભક્તિને જાહેર કરી વિ સ ૧૯૭૩ ની સાલથી શ્રીઅધ્યાત્મજ્ઞાનપ્રસારકમંડળનું તંત્રીપદ ગ્રહણ કર્યું અને પુસ્તકો છપાવવામાં કર્મયોગીની દશા સેવી રહ્યા છો વડોદરામાં જૈન શ્વેતાંબર કોન્ફરન્સ ભરાઈ હતી તે વખતે પણ

તમે યથાશક્તિ સેવા કરવામા ભાગ લીધો હતો પાદરાના જૈનોની ધાર્મિક પ્રગતિમા તમારો અને નગીન નદનાનભાઈનો મોટો ભાગ છે, તમો જ્ઞાનક્રિયા રૂચિવાળા છો શુષ્ક અધ્યાત્મી નથી અને જડક્રિયાવાદી પણુ નથી તમોએ ક્રોધની પરિણતિને પૂર્વ કરતા ઘણી ઓછી મદ કરી દીધી છે અને મોહની પ્રકૃતિયોનો મૂળમાથી સર્વથા નાશ કરવાના અભ્યાસી બની અભ્યાસ કરો છો અધ્યાત્મજ્ઞાનપ્રસારકમડળની સ્થાપનામા તમોએ તથા શા લલ્લુભાઈ કરમચદ, શેઠ જીવણચદ ધરમચદ, શેઠ જગાભાઈ દલપતભાઈ, શા વીરચદ કૃષ્ણાજી, જૈનપત્રના અધિપતિ કાગ્ભારી ભગુભાઇ ફતેહચદ વગેરેએ અગ્રગણ્ય ભાગ લીધો હતો સેવાભક્તિ, ઉપાસના, જ્ઞાન અને ક્રિયાયોગથી આત્માની પરમાત્મ શા કરના અભ્યાસી બન્યા છો વિ સ ૧૯૬૪ તથા વિ સ ૧૯૬૮ મા શેષ કાનમા અમારૂ પાદરામા આવવાનુ થયુ તે પ્રસગે શાસ્ત્ર પઠન કરવામા તથા વિશેષાવશ્યકનુ શ્રવણ કરવામા તમે ખાસ ઘણુ લક્ષ્ય લગા યુ હતુ વિ સ ૧૯૭૫ ની સાલનુ ચોમાસુ પાદરામા કર્યું તે ચોમાસામા તમારી મડળીએ, પાદરાના મધ્યે જૈનધર્મતત્ત્વજ્ઞાન વગેરેનુ જ્ઞાન કરવા માટે અમોએ આપેલ વ્યાખ્યાનનો લાભ લીધો અને હજી પ્રસગોપાત્ત સમાગમમા આવીને આત્માના ગુણોને પ્રકાશ કરનાર સદુપદેશોને

શ્રવણ કરો છો તમારામા અનેક સદ્ગુણો ખીલ્યા છે અને પુસ્તકોને છપાવીને તેઓનો પ્રચાર કરવામા જૈનધર્મની સેવા કરી રહ્યા છો તમારા પુત્ર મણિલાલ તથા બાબુને પણ ઘરમા જૈન ધર્મના ગ્રન્થોનુ જ્ઞાન આપવા કટિબદ્ધ થયા છો તમને કીર્તિની ઇચ્છા નથી નામરૂપના મોહ ઉપર ખાખ કરવામા તમારી લગની લાગી રહી છે તેથી તમારા શ્રાવક જીવન ચરિતની ગુણાનુસારીથી અન્ય જૈનો ઉપર સારી આદર્શ ભાવની અસર થાય છે તેથી તમારા ગુણાનુરાગે તમને જણાવ્યા વિના ફક્ત મારી ઇચ્છાએ આ સત્યસ્વરૂપ ગ્રન્થનુ સમર્પણ કરૂ છુ તમારા જીવનમાથી અન્ય શ્રાવકોને કઇ જાણીને ગ્રહણ કરવાનુ મળે તે કારણથી આટલુ લખ્યુ છે

લે૦ બુદ્ધિસાગર
મુ૦ પેથાપુર
આસો સુદિ પચમી



# પ્રસ્તાવના.

---

અમોએ સંવત ૧૯૬૨ ના માગશર માસમાં સુશ્રાવક શા વાડીલાલ રવિચંદ પાટોલીયાની બ્હેન પાલી બ્હેને દેરાગી આઠનો સંઘ કાઢ્યો તેમાં અમારા ગુરુજી મહારાજ શ્રી સુખસાગરજી તથા શ્રી ન્યાયસાગરજી સહિત વિહાર કર્યો તે વખતે હમો યોગાભ્યાસની ક્રિયા ચાલુ હતી, અને તે વખતે યુવાવસ્થામાં ધ્યાન વિગેરે ધર્મપ્રવૃત્તિ ઘણી સારી થતી હતી દરરોજ સવારમાં બે ત્રણ કલાક વિહાર થતો પશ્ચાત્ તણુમાં અગર સગવડે ગામના ઉપાશ્રયમાં વિશ્રામ થતો હતો ગામોગામ જીન પ્રતિમાના દર્શન થતા હતા અને અપૂર્વ આત્માનંદ વર્તતો હતો વિજાપુરથી સંઘ નીકળ્યો અને માણીબાપુરમાં પહેલો મુકામ થયો અને બીજો મુકામ ઇલોલ ગામે કર્યો અને ત્યાં ગામની બાહાર ધ્યાન ધરવાની લહેર પડી તથા સત્સ્વરૂપ મયનું વખાણ પણ શરૂ કર્યું ઇલોલથી અહમદનગર સંઘ ગયો ત્યાંના રાજા પ્રતાપસિંહને મળીને તેમને દયાનો ઉપદેશ આપ્યો તથા ડુંગર ઉપર જનાર જાત્રાળુઓનું મુંડકું ન લેવું એવો ઉપદેશ આપ્યો તેથી તેમણે મુંડકું લેવાની પ્રવૃત્તિ પાડી હતી તે બંધ પાડી અહમદનગરથી સંઘ રૂપાલ ગયો રૂપા

લમા બે દિવસ મધ રહ્યો અમોએ ગામની મહાર તથુમા મ દિવસ મુકામ ગ્યો હતો ત્યાના સધનીઆગળ વ્યાખ્યાન વાન્ચ્યુ અને ગામની બહાર ટેકરી ઉપર ધ્યાન ધર્યું અને ગામના નગરને ઉપદેશ આપ્યો ત્યાથી વિહાર કરતે ચાનતા ચાનતા ટીટોઇ સધ આ વો ટીટોઇમા મુહરી પાર્શ્વનાથની અલૌકિક પ્રાચીન પ્રતિમા છે તે ગામમા વ્યાખ્યાન આપ્યુ અને ત્યાના પરકાર દીપસિંહજીને અહિંસાનો ઉપદેશ આપ્યો તથા માણસાના નાવડારજપુત ઠગભાગી શ્રી અર્જુનસિંહજીને નીતિનો ઉપદેશ આપ્યો ત્યાના ઠાકોર ગજી થઈને સધને પદર સ્વારો સહિત શામળાજી સુધી મૂકવા આવ્યા અને સધને માર્ગે મ. ની શ્રી જગચિંતામણિમા મુહરી પાસ કુદુ દુરિય ખ ડણ એવો પાર છે તેમા મુહરી પાર્શ્વનાથનું નામ આવે છે શામળાજીની પાસે દક્ષિણ દિશાએ હાલ પણ મુહરી યાને મોરી નગરના ખડેરા છે અને હાલ ત્યા મોરી ગામનો ઠાકોર છે અને હજાર વર્ષ ઉપર આ મોરી ગામ હયાતી ભોગવતુ હોય અને એના નામે મુહરી પાર્શ્વનાથની પ્રતિમા પ્રસિદ્ધ થયેલી હોય એમ અનુમાન થાય છે મોહરી પ્રાચીન નગર હતુ એ તો નિર્વિવાદ છે શામળાજીમા બે દિવસ મધ રહ્યો હતો અને અમો મોરીના જુના ખડેરા જોવા ગયા હતા અને આજુબાજુના પ્રાચીન દેવળના કેટલાક

ખંડેરોના અવશેષ ઉભા દેખ્યા મુસલમાન બાદશાહોની સ્વારી પ્રસંગે મોહુડી ગામમાંથી મોહુડી પાર્શ્વનાથની પ્રતિમા ખસેડી ગુપ્ત રાખવામાં આવી હતી અને પશ્ચાત્ કેટલાક વર્ષો વીત્યા પછી ટીંટોઇમા સ્થાપન કરવામા આવી છે ત્રણેક ચારસે વર્ષ અગર તે ઉપરાતનુ દેરાસર હોય એમ જણાય છે શામળાજીનુ દેરાસર અસલના જૈન દેરાસર જેવુ છે શામળા પાર્શ્વનાથના નામે એ શામળાજીનુ દેરાસર પહેલા પ્રસિદ્ધ થયલુ હોય એમ લાગે છે પાછળથી મુસલમાન બાદશાહોના વખતમા ભયના પ્રસંગે ત્યાથી શામળા પાર્શ્વ-નાથની પ્રતિમા ખસેડવામા આવી હોય એમ લાગે છે અને પાછળથી ખાલી પડેલા દેરાસરમા હિંદુઓએ કૃષ્ણ વિગેરેની મૂર્તિ બેસાડી હોય એમ લાગે છે શામળાજીના પૂર્વ દિશાના ડુંગરામા બે કલાક ધ્યાન ધર્યું હતુ અને તેથી ઘણો આનંદ થયો હતો. શામળાજીથી વિહાર કરી મંડળની સાથે ગામેગામ આવવાનુ થયુ, અને ત્યાથી નાગફણા પાર્શ્વનાથની યાત્રા કરી અને ત્યાથી વીંછીવાડામા મુકામ કર્યો વીંછીવાડામા જીનેશ્વર ભગવાનના દર્શન કર્યા અને ઘણો આનંદ થયો અને ત્યાથી ડુંગરપુર તરફ ગયો. ડુંગરપુરમા ત્યાના રાજાનુ દરબારી મંડળ દર્શન કરવા આવ્યુ હતુ, તેને ઉપદેશ આપ્યો ડુંગરપુરના જીનમંદિરોની યાત્રા કરી અને ડુંગરપુરથી દેવળ અને લાપનો કુવો એ બે ઠેકાણે મધે પડાવ કર્યો અને વિ.

મ ૧૯૬૨ ના પોષ વદિ ૬ ના મંગળવારના રોજથી કેશ
રીયાજી આદીશ્વર ભગવાનની પ્રતિમાના દર્શન કર્યા ચૈત્યવ
ન્દન કર્યું સંઘ પૂર્વક આવી યાત્રાઓ, મન વાણી કાયાની શુદ્ધિ
કરનારી થાય છે તથા અનેક અનુભવોને આપનારી થાય છે
એવો અનુભવ થયો. કેશરીયાજીમાં પંદર । વસ રહેવાનું થયું
શ્રી કેશરીયાજીથી દક્ષિણ દિશાના તથા પૂર્વ દિશાના ડુંગરા
તરફ સવારમાં વહેલું જવાનું થતું હતું અને ત્યાં પ્રાણાયામ
તથા ધ્યાન ધરવામાં આવતું હતું અને તે પછી ત્યાં નોટ
બુકમાં ભજનરૂપનું લખાણ ચાલતું હતું અને બપોરના
વખતમાં લખાણ ચાલતું હતું અને મહાસુદિ ૨ ના રોજ
આ ગ્રંથ સંપૂર્ણ લખ્યો હતો તથા બીજા પણ કેટલાક
વિચારોની નોંધ બીજી નોટોમાં કરી હતી તેમાંથી કેટલાક વિચા
રો. C લેખ તો ધર્મસદુપદેશના બીજા ભાગમાં છપાવી
દીધો છે આ પુસ્તક છપાવવામાં પહેલી આવૃત્તિમાં ઝવેરી
હરખચંદ ધરમચંદે પ્રથમ આગેવાનીની ભર્યા ભાગ લીધો હતો
અને તેમની સાથે જૈન પત્રના અધિપતિ કાનભાઈ ચા ભણ
ભાઈ ફતેચંદે પણ આગેવાનીભર્યો ભાગ લીધો હતો તથા ભણ
શાળી ઝવેરી ચુનીભાઈ બાલુભાઈ વગેરે મળીને જ્ઞાન પ્રસા
રક મંડળીનું સ્થાપન કર્યું હતું અને તે મંડળી મારફત પુસ્તકો
છપાવતા હતા અને તે મારફત પુસ્તકો છપાવવાનું કામ શરૂ થયું
હતું વિ સં ૧૯૬૪ ની સાલમાં માણસામાં અધ્યાત્મજ્ઞાન

પ્રમાણક મડળની સ્થાપના થઇ અને ત્યારથી અધ્યાત્મજ્ઞાન પ્રસારક મડળે પુસ્તકો છપાવાનુ કાર્ય ઉપાડી લીધુ છે અને આજસુધી મડળ તરફથી પુસ્તકો છપાવાનુ કામ ચાલ્યા કરે છે આ પુસ્તકની દ્વિતીયાવૃત્તિ છપાવવામા ગાધી, લલ્લુભાઇ મગનલાલે રૂા ૫૦૦)ની મદદ કરી છે તેથી તેમને ધન્યવાદ આપવામા આવે છે તેમજ અધ્યાત્મજ્ઞાનપ્રસારકમડળને પણ આવા પુસ્તકો છપાવવા માટે ધન્યવાદ આપવામા આવે છે આ પુસ્તકમા માસનિષેધને માટે તથા પશુઓની દયા રક્ષાને માટે ઘણુ લખવામા આવ્યુ છે, તથા દુનિયામાથી દારૂપાનનો નાશ કરવા માટે મારો ઉપદેશ આપવામા આવ્યો છે આત્માર્થી પુરૂષોને આ પુસ્તકથી ઘણો લાભ થશે દ્વિતીયાવૃત્તિમા જે કાઇ અશુદ્ધિ રહી ગઇ હોય તે પડિત પુરૂષો સુધારીને વાચશે એવી આશા રાખુ છુ તથા જિનાજ્ઞા વિરૂદ્ધ જે કાઇ લખાયુ તે માટે સઘની આગળ મિથ્યાદુષ્કૃત દઉ છુ આ પુસ્તકના પ્રૂફ સુધારવામા પેથાપુર નિવાસી પરીખ રમણિકલાલ ડાહ્યાભાઈ તથા શા મોતીલાલ પાનાચદ એ બનેએ અમોને સારી મદદ કરી છે ઇત્યેવ ૐ શાન્તિ શાન્તિ શાન્તિ

વિ સ ૧૯૮૦
આશ્વિન પૂર્ણિમા
મુ પેથાપુર

લે બુદ્ધિસાગર.

# પેથાપુર નિવાસી ગાંધી દલસુખભાઇ મગનભાઇનું જીવનચરિત્ર



પેથાપુર નિવાસી ગાંધી દલસુખભાઇ મગનલાલનો જન્મ તેમની માતુશ્રી બેનકોરબાઇની કુખે મેસાણા ગામે વિ સ ૧૯૨૫ ના વૈશાખ સુદિ ૧૨ બાગ્મના દિને થયો હતો તેમના પિતા શ્રીની આર્થિક સ્થિતિની નબળાઇને લીધે જીવન નિર્વાહ અર્થે તેમને કુટુંબ સહિત મુંબઇ આવવું પડયું હતું તેવી સ્થિતિ હોવા છતા દલસુખભાઇને મેટ્રીક સુધી અભ્યાસ કરાવ્યો હતો તેમનુ પહેલીવારનું લગ્ન વિ સ ૧૯૪૦ મા બાઇ વીજકોર સાથે થયુ હતુ તેમણે વિ સ ૧૯૪૩ મા એક પુત્રનો જન્મ આપ્યો હતો તેમણે તે પુત્રનુ નામ ચંદુલાલ પાડયુ પશ્ચાત્ તે પુત્રને દલસુખભાઇએ સારી કેળવણી આપી ડાક્ટરી લાઇનની એલ એમ એન્ડ એસની ઉચ્ચ ડીગ્રી સંપાદન કરાવી છે હાલ તે ધંધો ભાઇ ચંદુલાલ યશ સાથે ફતેહમંદીથી કરી રહ્યા છે વિ સ ૧૯૫૧ મા તેમની માતુશ્રી તથા તેમની પત્ની બંનેનું અવસાન થયું પોતાના પિતાશ્રી વૃદ્ધ હોવાથી તેમને સભાળવાનુ તેમજ ગુજરાન અર્થે ધંધો કરવાનુ માથે આવી

પડ્યું પોતાના ॥ એ મિત્રના ઉપકારથી તેઓ નુર તથા વીમા-
ની લાઇનના ધધામા તેની સાથ જોડાયા પ્રમાણિકતા અને
પોતાની અક્કલ હોશિયારીથી પી એન્ડ ઓ. કું અને કોગ
મમ કુ જેવી મોટી યુરોપીયન પેઢીના દલાલ તરીકેનુ કામ
મેળ યુ અને તે ધધામા તેઓ એટલા બધા ફતેહમદ થયા
છે કે તેમની આર્થિક નમળી સ્થિતિ જતા અત્યાર એક લક્ષા
ધિપતિની કોટિમા ગણાય છે તેમનુ બીજીવારનુ લગ્ન માઇ
ચચળ સાથે થયુ હતુ, તે પણ પોતાની પાછળ એક પુત્રી બેન
લીનાવતીને મૂકી ગુજરી ગયા બેન લીનાવતીનુ પદર વરસની
વયે લગ્ન થયુ પશ્ચાત્ તે પણ એકજ વ મ પછી એટલે મોળ
વર્ષની યુવાન વયે ક્ષય રોગ જેવા જીવલેણ રોગથી મરણ
પામી દલસુખભાઇનુ ત્રીજી વારનુ લગ્ન ચપાબાઈ સાથે થયુ
તે પણ પોતાની પાછળ એક પુત્ર બાબુલાલ તથા એક પુત્રી
જસવતીને મુકીને કાળગમન કરી ગયા દલસુખભાઇ દેવગુરૂ
તરફ અચળ શ્રદ્ધા ધરાવે છે શત્રુજય, ગિ નાર, આબુ, કેશ
રીયાજી, વગેરે તીર્થની કુટુબ સાથે અનેક વાર યાત્રાઓ કરી
છે ધાર્મિક કાર્યોમા પણ પોતાની સ્થિતિ અનુસાર દ્રવ્યનો
સારા વ્યય કરે છે વિ સ ૧૯૮૦ના પેથાપુરના પર્યુષણપર્વમા
શાસ્ત્ર વિશારદ યોગનિષ્ઠ અધ્યાત્મજ્ઞાની જૈનાચાર્ય શ્રીમદ્

બુદ્ધિસાગરસૂરીશ્વરજીના ચોમાસા વખતે તેમણે સાગરગચ્છ અને વિમળગચ્છ બન્ને ઉપાશ્રયના કલ્પસૂત્ર અને પારણા પોતાને ઘેર પધરાવ્યા હતા આ કાર્ય માટે પેથાપુરના ધાર્મિકકાર્યોના ઇતિહાસમા તેમનુ નામ સદામાટે યાદ રહેશે કીર્તિદાન કરતા ગુપ્તદાન તેમને વધારે પસદ છે તે સ્વભાવે શાત મિલનસાર અને ગરીબ તરફ ભારી લાગણીવાળા છે દયા, વિનય વ્યવહાર કુશળતા આદિ ગુણોથી વિભૂષિત છે પ્રભુ અરિહતના નામનો હરઘડી જાપ જપ્યા કરે છે અસ્તુ!' પ્રભુ તેમને ધાર્મિક કૃત્યો કરવાની સદ્ભાવના પ્રેરો ! પ્રભુ તેમને સુખી તદુરસ્ત અને આનદી લાબી જીદગી બક્ષો !'

ડાહ્યાભાઈ ... કનસુખભાઇની વૃદ્ધ ઉમર થવાથી તેમના કામકાજમા વીસ નગરવાળા શા અમરતલાલ મણિલાલ સારી મદદ કરે છે અને કનસુખભાઇ પણ તેમને પુત્રવત્ ગણે છે

લિ૦ મણિલાલ હીરાચદ

મુ૦ પેથાપુર

# श्री अध्यात्मज्ञानप्रसारक मंडळ तरफथी
## श्रीमद् बुद्धिसागरसूरिजीग्रन्थमाळामा
## प्रगट थयेला ग्रन्थो



| ग्रथांक | | पृष्ठ | किंमत. |
|---|---|---|---|
| | १ क भजन संग्रह भाग १ लो | २०० | ०-८-० |
| * | १ अध्यात्म व्याख्यानमाळा | २०६ | ०-४-० |
| * | २ भजनसंग्रह भाग २ जो | ३३६ | ०-८-० |
| * | ३ भजनसंग्रह भाग ३ जो | २१५ | ०-८-० |
| * | ४ समाधिशतकम् | ६१२ | ०-८-० |
| | ५ अनुभवपचिशी | २४८ | ०-८-० |
| | ६ आत्मप्रदीप | ३१५ | ०-८-० |
| * | ७ भजनसंग्रह भाग ४ थो | ३०४ | ०-८-० |
| | ८ परमात्मदर्शन | ४०० | ० १२-० |
| * | ९ परमात्मज्योति | ५०० | ० १२ ० |
| * | १० तत्त्वबिंदु | २३० | ०-४-० |
| * | ११ गुणानुराग (आवृत्ति बीजी) | २४ | ०-१-० |

* आ निशानीवाळा ग्रन्थो सीलीकमा नथी

| | | |
|---|---|---|
| * १२-१३ भजनसंग्रह भाग ९ मो तथा ज्ञानदीपिका | १९० | ०-६-० |
| * १४ तीर्थयात्रानुं विमान (आ बीजी) | ६४ | ०-२-० |
| * १५ अध्यात्मभजनसंग्रह | १९० | ०-६-० |
| * १६ गुरुबोध | १७४ | ०-४-० |
| * १७ तत्त्वज्ञानदीपिका | १२४ | ०-६-० |
| १८ गहुलीसंग्रह भा १ | ११२ | ०-३-० |
| * १९-२० श्रावकधर्मस्वरूप भाग १-२ (आवृत्ति बीजी) | | ४०-४०-१-० |
| * २१ भजनपदसंग्रह भाग ६ ठ्ठो | २०८ | ०१२० |
| २२ वचनामृत | ८३० | ०१४० |
| २३ योगदीपक | ३०८ | ०१४० |
| २४ जैन ऐतिहासिक रासमाळा | ४०८ | १-०-० |
| * २५ आनंदघनपद (१०८) संग्रह भावार्थ सहित | ८०८ | |
| * २६ अध्यात्मशान्ति (आ | | |
| २७ काव्यसंग्रह भाग ७ | | |
| * २८ जैनधर्मनी अर्वाचीन | | |

| | | |
|---|---|---|
| २९ कुमारपाळ ( हिंदी ) | २८७ | ०-६-० |
| ३० थी ३४ सुखसागर गुरुगीता | २०० | ०-४-० |
| ३५ षड्द्रव्यविचार | २४० | ०-४-० |
| ३६ विजापुरवृत्तांत | ९० | ०-४-० |
| ३७ साबरमतीकाव्य | १९६ | ०-६-० |
| ३८ प्रतिज्ञापालन | ११० | ०-५-० |
| ३९-४०-४१ जैनगच्छमतप्रबंध, संघप्रगति, जैनगीता | ३०४ | १-०-० |
| ४२ जैनधातुप्रतिमा लेखसंग्रह भा १ | | १-०-० |
| ४३ मित्रमैत्री | | ०-८-० |
| ४४ शिष्योपनिषद् | ४८ | ०-२-० |
| ४५ जैनोपनिषद् | ४८ | ०-२-० |
| ४६-४७ धार्मिक गद्यसंग्रह तथा सदुपदेश भाग १ लो | ९७६ | ३-०-० |
| ४८ भजनसंग्रह भा ८ | ९७६ | ३-०-० |
| ४९ श्रीमद् देवचंद्र भा १ | १०२८ | २-०-० |
| ५० कर्मयोग | १०१२ | ३-०-० |
| ५१ आत्मतत्त्वदर्शन | ११२ | ० १० ० |
| ५२ भारतसहकारशिक्षण काव्य | १९८ | ० १० ० |

| | | |
|---|---|---|
| ५३ श्रीमद् देवचद्र भा २ | १२०० | ३-८-० |
| ५४ गहुलीसंग्रह भा २ | १३० | ०-४-० |
| ५५ कर्मप्रकृतिटीकाभापातर | ८०० | ३-०-० |
| ५६ गुरुगीत गुहलीसग्रह | १९० | ०-१२-० |
| ५७-५८ आगमसार अने अध्यात्मगीता | ४७० | -६-० |
| ५९ देववदन स्तुति स्तवन सग्रह | १७५ | ०-४-० |
| ६० पूजासग्रह भा १ लो | ४१६ | १-०-० |
| ६१ भजनपदसग्रह भा ९ | ५८० | १-८-० |
| ६२ भजनपदसग्रह भा १० | २०० | १- -० |
| ६३ पत्रसदुपदेश भा २ | ५७० | १-८-० |
| ६४ धातुप्रतिमालेख सग्रह भाग २ पृ २५२ | | |
| ६५ जैनदृष्टिए ईशावास्योपनिषद् भावार्थविवेचन | पृ ३६० | १-०-० |
| ६६ पूजासग्रह द्वितीयावृत्ति तथा अन्य पूजाओ सहित भाग बीजो | | २-०-० |
| ६७ स्नात्रपूजा | | ०-२-० |
| ६८ श्रीमद् देवचंद्रजी ने तेमनु जीवन चरित्र | पृ ३२ | ०-२-० |

# संस्कृत ग्रन्थो

न, ६९ शुद्धोपयोग ७१ श्रेणिक सुबोध
७० दयाग्रन्थ ७२ कृष्णगीता } ०-१२-०

७३ संघकर्तव्यग्रन्थ ७५ शोकविनाशक
७४ प्रजासमाजकर्तव्यग्रन्थ ७६ चेटकबोधग्रन्थ
७७ सुदर्शनासुबोध } ०-२-० पृ १५६ पृ १६८

७८ लाला लाजपतराय अने जैनधर्म ०-७-० पृ १००

७९ चिन्तामणि ०-४-० पृ १००

८० जैनधर्म अने ख्रीस्ति धर्मनो मुकाबलो द्वितीयावृत्ति
८१ जैन ख्रीस्ति संवाद प्रथमावृत्ति } १-०-० पृ २१२

८२ सत्यस्वरुप ०-१२-० पृ २०४

८३ ध्यानविचार द्वितीयावृत्ति
८४ अध्यात्मगीता (संस्कृत)
८५ आत्मसमाधि शतक (संस्कृत) } १ ० ० पृ १३२

### हाल छपाता ग्रन्थो

(१) आत्मप्रकाश
(२) मोटुं विजापुर वृत्तान्त

## સદ્ગુરૂસ્તવન.

હે સદ્ગુરૂ ! તમે જેને અભય આપ્યુ તેના અજ્ઞાનનો નાશ થશે હે સદ્ગુરૂ તુ સૂર્યથી પણ શ્રેષ્ઠ છે, કારણ કે સૂર્યપ્રકાશવડે અ ધકારનો નાશ થાય છે, પણ તમારા ઉપદેશથી અજ્ઞાનરૂપ અ ધકારનો નાશ થાય છે તે અજ્ઞાનરૂપ અ ધકારનો નાશ કદિ સૂર્યથી થતો નથી હે સદ્ગુરૂ ! ! તમે પાર્શ્વમણિથી પણ અધિક છો, પાર્શ્વમણિ લોહનુ સુવર્ણ બનાવે છે પણ પાર્શ્વમણિરૂપ લોહુ થઇ શકતુ નથી, અને તમો તમારા શિષ્યને તમારા જેવાજ બનાવો છો, કેમકે તારો દાસ છે તે અજ્ઞાનીઓનો ગુરૂ થાય છે હે સદ્ગુરૂ ! તને સમુદ્રની ઉપમા આપીયે પણ સમુદ્ર તો ખારો છે, અને ક્ષીરસાગરની ઉપમા આપીયે પણ તે તો એક ઇંદ્રિ છે મેરૂ પર્વતની ઉપમા આપીએ તો મેરૂ કઠણ પથ્થર છે અને તુ તો શરણાગત, દીન ઉપર કૃપાવત અને કોમળ છે તને આકાશની ઉપમા પણ આપી શકાતી નથી, કારણ

કે આકાશ જડ છે, તને પાણીની ઉપમા આપીયે
પણ તે અપાતી નથી, કારણકે પાણી તો પરમાણુ
જલકણરૂપ થઈ જાય છે, અને તારૂ રૂપ તો અચળ
છે કલ્પવૃક્ષની ઉપમા આપીયે તો તે કલ્પનામા
આવેલા વિષયો આપનાર છે ને તારૂ આપવુ
કઇ તેવુ નથી જે નિરાકારની કોઇ ચિતા રાખતુ
નથી તે તુ આપે છે, માટે ચિતામણિ રત્ન પથ્થ
રની ઉપમા પણ તને યોગ્ય નથી વળી નિરાકારની
કામના ન કરી છતા તુ આપે છે એટલે કામધેનુની
ઉપમા પણ કઇજ નથી હે સદ્ગુરૂ ! તને લક્ષ્મીમાન
કહીયે તો લક્ષ્મી અથવા ધન તો નાશવત છે માટે
તેમ પણ તને કેમ કહેવાય ? કારણકે તુ તો મોક્ષરૂપી
લક્ષ્મી આપે છે સ્વર્ગલોક તથા ઇંદ્રની સાહેબી
જાતે દહાડે જતી રહે છે અને તારી કૃપાથી તો જે
પ્રાપ્તિ થાય છે તે અચળ છે

## સતસ્તુતિ.

પરમાર્થ ઉત્પન્ન થવાનુ ઠેકાણુ જે સતજનો તેને હુ વંદન કરૂ છુ કારણ કે મતજનોથીજ નિરાકારનુ શુદ્ધ જ્ઞાન જગતમા પ્રગટ થાય છે નિરાકાર આત્મવસ્તુ, લક્ષમા ન આવનારી તથા વાણીમા ન આવી તેથી તેનો વિષયોની માફક લાભ નથીજ, તથાપિ તે અપ્રતિમ વસ્તુ સતસમાગમવડે સહેલથી પ્રાપ્ત થાય છે શુદ્ધ બુદ્ધ પરમાત્મા દેહમા છતા પણ જોવામા આવતા નથી, તેને માટે અનેક પ્રકારના સાધનો કરવામા આવે છે, તો પણ તે પ્રાપ્ત થતા નથી એવા પરમાત્મા સતસમાગમે સહજ મળે છે જેનુ સ્વરૂપ દીપકવડે અથવા અનેક પ્રકારના પ્રકાશવડે જોવા લાગીયે તોપણ દેખાતુ નથી, એવુ આત્મસ્વરૂપ સતસમાગમે સહજ અનુભવમા આવે છે આત્મસ્વરૂપની પ્રાપ્તિ થવા સારૂ અનેક પ્રકારની ઇચ્છા રાખી પ્રયત્ન કરનારા તથા તર્કબાજ લોકો સદ્ગુરૂ તથા સતસમાગમ વિના મૂગા બેઠા અલબત્ત, તેનાથી કઇ થઇ શકયુ નહિ આનંદ,

સતોષ અને સુખના મૂળને રહેવાનુ સ્થાનક તેજ મત છે મત સમાધિનુ ઠેકાણુ, યોગનો ભડાર અને મુક્તિનુ પીયર છે જગતને વિષે મહાસમર્થ તથા દાન પુણ્યમા અનેક શૂરાઓ પડેલા છે મોટા મોટા ચક્રવર્તિ રાજાઓ, બાદશાહો, હાકેમો થયા છે તથા થશે, પણ તેમાથી કોઇ મુક્તિ આપી શકતુ નથી ત્રણે લોકમા કોઇનાથી જે દાન આપી શકાય નહિ એ સતો સહેજે આપે છે, એ સતોનો સમાગમ સર્વ કરતા અધિક છે મૂર્ખો સતોનો સમાગમ સમજી શકતા નથી અને તેમનુ કહેલુ તેઓ હસી કાઢે છે મૂર્ખ બે પ્રકારના છે

## મૂર્ખનાં લક્ષણ.

મૂર્ખ બે પ્રકારના છે (૧) અભણ મૂર્ખ (૨) પઢત મૂર્ખ, જેઓ પ્રપચી છે અને સગાઓ સાથે વિરોધ કરે છે તે મૂર્ખ જે સર્વસગાસબધીને છોડી સ્ત્રીવશ થઇ પોતાના અતરની વાત સ્ત્રીને કહે તે મૂર્ખ પરસ્ત્રી સાથે પ્રેમ કરે, સાસરાના ઘરમા

વસે અને અકુલીન કન્યા સાથે વરે તે મૂર્ખ સમર્થ સાથે ગર્વ કરે, મનથ મમત રાખે અને બળ વગર સત્તા બતાવે તે મૂર્ખ આત્મ સ્તુતિ કરે, દેશમા વસી દુ ખ ભોગવે અને બાપદાદાની બડાઈ હાકે તે મૂર્ખ કારણ વિના હાસ્ય કરે, ઘણો અવિવેકી અને ઘણાનો દુશ્મન તે મૂર્ખ, માનમા અપમાનમા સમજે નહિ અને જેનુ મન સદા વ્યસનમા મગન રહે તે મૂર્ખ, ઘરમા વિવેક દેખાડે, સભામા શરમાઇ જાય અને બોલ બોલતા વિસરી જાય તે મૂર્ખ જે સાભળે નહિ તેને શીખવવા જાય, વડીલોની પાસે જ્ઞાનીપણુ દર્શાવે તે એક મૂર્ખ એકદમ વિષયી અને નિર્લજ બની મર્યાદા મૂકી ભટક્યા કરે તે એક મૂર્ખ જ્યા માન નહિ ત્યા વારવાર જાય ને માન અપમાન ગણે નહિ તે મૂર્ખ દેવ પિતાને માને નહિ, શક્તિ વગર મોટી મોટી વાતો કરે અને જેના મોમા અપશબ્દો ભરેલા હોય તે એક મૂર્ખ ઘરમા મોટી મોટી વાતો કરે બહાર ગરીબ થઈ ફરે, એવો મૂઢ અને બેવકુફ મૂર્ખ નીચની દોસ્તી કરે,

પરસ્ત્રી સાથે એકાત કરે અને રસ્તે ચાલતા ખાતો જાય તે એક મૂર્ખ કરેલા ઉપાયને જાણે નહિ, ઉપ કાર્ને અવગુણ ગણે થોડુ કરી ઘણું જણાવે તે મૂર્ખ સભામા કારણ વિના હસે તે મૂર્ખ મોટાઓ ની સામે લાબા પગ ઘાલી બેસે તે એક મૂર્ખ કારણ વિના સભામા બોલી ઉઠે તે એક મૂર્ખ વિદ્યા, વૈભ વ, ધન, પુરૂષાર્થ અને માન વગર ખાલી ગુમાન કરે તે મૂર્ખ લુચ્ચો, લફંગો, લબાડ, કુકર્મી, કુટેલ, બેગર્જી અને અઘોરી તે મૂર્ખ દાત, આખ, હાથ, વસ્ત્ર, અને પગ સર્વકાળ મેલા રાખે તે એક મૂર્ખ સભામા નાગો દેખાય તેવા વસ્ત્રો પહેરી જાય તે મૂર્ખ અભિમાનથી, ક્રોધથી અને કુબુદ્ધિથી પોતા નો પોતેજ વધ કરે અને જે દૃઢ બુદ્ધિ વગરનો તે એક મૂર્ખ બોલીને બારગણુ બતાવે અને તે પ્રમા ણે કરે નહિ તે મૂર્ખ પોતે શુ બોલે છે તેનુ જેને ભાન નથી તે એક મૂર્ખ મોટાઓની સાથે વિનયથી વર્તે નહિ અને પોતાનો કક્કો ખરો કરવા જાય તે એક મૂર્ખ પોતે સર્વવાતે પૂર્ણ હોય એમ માને,

કપટથી કદિ બીવુ નહિ સભામા શરમાવુ નહિ, અર્થ વગર બોલવુ નહિ અને નકામી બડાઈ હાકવી નહિ, પ્રસિદ્ધપણુ છોડવુ નહિ, પરાધીન થવુ નહિ અને કોઈના પર પોતાનો બોજો નાખવો નહિ ખોટી બાતમી આપવી નહિ, આદર વગર બોલવુ નહિ, સભામા મશ્કરી કરવી નહિ ઘણુ ઉંઘવું નહિ ઘણુ ખાવુ નહિ અને ચાડીયાને ઘેર રહેવુ નહિ, મ્હોમા ગાળ રાખવી નહિ, કોઇને જોઇ હસવુ નહિ અને કુળવતપણામા ખામી આણવી નહિ, દેખેલી વસ્તુ ચોરવી નહિ અને અતિકૃપણ થવુ નહિ અને મિત્ર સાથે કલેશ કરવો નહિ ગુરૂ વિના રહેવુ નહિ અન્ન ધન શાશ્વત છે એવુ માનવુ નહિ, સત્ય માર્ગ છોડવો નહિ અસત્ય માર્ગે જવુ નહિ અને કોઈ કાળે ખોટી વાતનુ અભિમાન રાખવુ નહિ

---

## મનુષ્યદેહ

મનુષ્ય દેહની પ્રાપ્તિ દુર્લભ છે દેહના વિષે મોટો લાભ એ થાય છે કે જે જે પરમાર્થની ઈચ્છાકરીયે

નહિ, પેટમા કપટ રાખવુ નહિ અને કુળહીન કન્યા પરણવી નહિ વગર વિચારે બોલવુ નહિ, અમર્યાદ પણે તેમ વિચાર કર્યા વિના ચાલવુ નહિ, લોકોથી નમ્રતા રાખવી, પાપીનુ દ્રવ્ય લેવુ નહિ અને પુણ્ય માર્ગ છોડવો નહિ, નિંદા કરવી નહિ અસત્યનો સગ કરવો નહિ, બળાત્કારે સ્રીનુ અને દ્રવ્યનુ હરણ કરવુ નહિ, ભાવણકર્તાનુ અપમાન કરવુ નહિ એકયતા તોડવી નહિ, અને વિદ્યાભ્યાસ છોડ વો નહિ બહુ બકનાર સાથે અને વાચાળ સાથે લડવુ નહિ અને સતસગે ચાલનારનુ અપમાન કરવુ નહિ અતિ ક્રોધ કરવો નહિ, મિત્રને છળવો નહિ અને મનમા ભણવાનો અભાવ આણવો નહિ, ઘડી ઘડી રીસાવુ નહિ અને પરાક્રમ કર્યા વિના કહે વુ નહિ, બોલેલો બોલ ભૂલવો નહિ, વખત પડે સામર્થ્ય ચૂકવુ નહિ, આળસમા સુખ માનવુ નહિ કોઈની ચાડી ચુગલી કરવી નહિ, શરીરને અતિ સુખ આપવુ નહિ પુરૂષ પ્રયત્ન છોડવો નહિ અને

કષ્ટથી કદિ બીવુ નહિ સભામા શરમાવુ નહિ, અર્થ વગર બોલવુ નહિ અને નકામી બડાઈ હાકવી નહિ, પ્રસિદ્ધપણુ છોડવુ નહિ, પરાધીન થવુ નહિ અને કોઈના પર પોતાનો બોજો નાખવો નહિ ખોટી બાતમી આપવી નહિ, આદર વગર બોલવુ નહિ, સભામા મશ્કરી કરવી નહિ ઘણુ ઉંઘવુ નહિ ઘણુ ખાવુ નહિ અને ચાડીયાને ઘેર રહેવુ નહિ, મ્હોમા ગાળ રાખવી નહિ, કોઇને જોઇ હસવુ નહિ અને કુળવતપણામા ખામી આણવી નહિ, દેખેલી વસ્તુ ચોરવી નહિ અને અતિકૃપણુ થવુ નહિ અને મિત્ર સાથે કલેશ કરવો નહિ ગુરૂ વિના રહેવુ નહિ અન્ન ધન શાશ્વત છે એવુ માનવુ નહિ, સત્ય માર્ગ છોડવો નહિ અસત્ય માર્ગે જવુ નહિ અને કોઈ કાળે ખોટી વાતનુ અભિમાન રાખવુ નહિ

---

## મનુષ્યદેહ.

મનુષ્ય દેહની પ્રાપ્તિ દુર્લભ છે દેહના વિષે મોટો લાભ એ થાય છે કે જે જે પરમાર્થની ઈચ્છાકરીયે

અગ્નિ વિગેરે એ ઘરને સત્તા મુજબ સત્તા ચલાવ વાનુ વિચારે છે, તેમજ ઘરને બાંધનાર મૂર્ખ માણસ કહે છે કે આ ઘર તો મારૂ છે પરતુ બાંધ નાર મહા આફત આવી પડવાથી તે ઘર ગામ તથા દેશ છોડીને જતો રહ્યો.

ઘર બાબત આત્માને પૂરેપૂરો અનુભવ થયો કે આ રીતે ઘર તો નાપાયાદાર છે, તેમજ આયુષ્ય પણ બે દિવસનુ છે માટે કાંઈપણ ગુજરાન કરવુ

ઘરને મારૂ મા યુ પણ મારૂ નથી, તેમજ શરીરને મારૂ એમ કહુ તો માથુ છે તે લીઓ, જુ વિગેરેનુ ઘર છે, તે જીવો માથાને ખાઇ મોજ કરે છે

વળી વાળના મૂળિયામા કીડાઓનુ ઘર છે તેઓ તે જગ્યાનુ ચામડુ ખાય છે અને ગડ ગુમડ થાય છે, તેમા તો સર્વ કીડાઓજ છે પેટમધ્યે કીડા, કરમીઆ પ્રત્યક્ષ દેખાય છે, અનેક જીવોનુ ભક્ષ અશુચિનુ ઘર એવો નરદેહ છે, એવા શરીરને મૂર્ખ

પોતાનુ માને છે પરતુ તે જીવોનો ખોરાક છે દેહ પરમાર્થ માટે લગાડવો તેમાજ તેનુ સાર્થક છે નહિ તો તે વ્યર્થ ગયો, જે પ્રપચી મૂર્ખ છે તે પરમાર્થ સુખ કઈ પણ જાણતા નથી, તેથી તેમનુ શરીર બીજાના ઉપકારમા આવતુ નથી, સ તોનુ શરીર હમેશા પરના ઉપકારમા આવે છે

---

## સદ્વિદ્યા.

ભાવિક, સાત્વિક, ક્ષમાવ ત, દયાશીળ ને નમ્ર તાથી અમૃત જેવુ ભાષણ કરનારા હોય છે

સદ્વિદ્યાવ તં કારજ કરનાર છતા અભિમાન રહિત ગાનાર પણ ભગવદ્ગુણ ગાનાર અને પૈસાદાર છતાં ભગવદ્ની ભક્તિ કરે છે, સર્વજ્ઞ છતા ઉદાસી, બહુશ્રુત છતા સજ્જન ને સત્વગુણી તથા નીતિમાન છતા સર્વનો મિત્ર હોય છે

સદ્વિદ્યાવ ત, સત્યવચની, શુભવચની, કોમ ળવચની, મધુરવચની હોય છે એવી સદ્વિદ્યા બહુ સારી છે

---

## પઠત મૂર્ખ લક્ષણ

ભણેલ છતા જે મૂર્ખ તે પઠતમૂર્ખ તેના લક્ષણ સાભળવામા કોઈએ દુ ખ માનવુ નહી, કેમકે પોતાના અવગુણો ત્યાગવાથી સુખ પ્રાપ્ત થાય છે

ઘણા ગ્ર થો સાભળેલ હોય, શાસ્ત્ર ભણેલો હોય અને બ્રહ્મજ્ઞાનની વાતો કરે પણ ખોટી આશા તથા ખોટુ અભિમાન મૂકે નહિ તે પઠતમૂર્ખ

સ પૂર્ણ ગ્ર થ વાચ્યા વિના અમસ્થીજ ગ્ર થકારને દોષ આપે છે ગ્રથમા વર્ણવેલા ગુણને અવગુણ સમજે છે તે પઠતમૂર્ખ

હુ જાણીતો છુ એવુ માની હરેક કામમા માથુ મારે છે ને ક્રોધ થાય તો તેને સ્વાધીન રાખી શકતો નથી, લોકોનો અધિકાર જાણ્યા વિના બોલવાની મહેનત લે છે, પારકાને જે વાતનો દોષ મૂકે છે તેજ વાત પોતે આચરે છે, ને તેની પોતાને ખબર પડતી નથી

ભગવાન્‌ની સ્તુતિ નહીં કરતા માણસોની સ્તુતિ કવિતા વિગેરેમા કરે છે, તેમજ જે નજરે પડે તેના વખાણુ કરવા માડે છે

સ્ત્રીઓના અવયવ વર્ણવે છે તેમજ અનેક પ્રકારના નાટકોના હાવભાવનુ વર્ણન કરે છે, ને પર માત્માને ભૂલી જાય છે, વૈભવમા ભરાઈ પ્રાણિમાત્રને તુચ્છ ગણે છે અને પોતે નાસ્તિક બને છે

મો ઉપર એક અને પછવાડે બીજુ એવી તેની ટેવ છે, તથા બોલવુ જુદુ ને કરવુ પણ જૂદુ સાચીવાત બાજુ પર મૂકી લોકોને રૂચતી વાતો કરે છે ને એમ પોતાનુ જીવતર પરાધીન કરે છે

સતક્રિયાઓ, લોકોને બતાવવામાટે ઉપર ઉપરથી કર્યા કરે છે ન કરવાનુ કરવા માડે છે, ને સિધ્ધો માર્ગ મૂકી અમસ્તો જ્યા ત્યા ભરાઇ રહે છે

રાત્રી દિવસ સારા ગ્રથો સાભળતો છતા પોતાના અવગુણો તજતો નથી, ને પોતાનુ હિત

## પઢત મૂર્ખ લક્ષણ.

ભણેલ છતા જે મૂર્ખ તે પઢતમૂર્ખ તેના લક્ષણ સાભળવામા કોઇએ દુ ખ માનવુ નહી, કેમકે પોતાના અવગુણો ત્યાગવાથી સુખ પ્રાપ્ત થાય છે

ઘણા ગ્ર થો સાભળેલ હોય, શાસ્ત્ર ભણેલો હોય અને બ્રહ્મજ્ઞાનની વાતો કરે પણ ખોટી આશા તથા ખોટુ અભિમાન મૂકે નહિ તે પઢતમૂર્ખ

સ પૂર્ણ ગ્ર થ વાચ્યા વિના અમસ્યોજ ગ્ર થકારને દોષ આપે છે ગ્ર થમા વર્ણવેલા ગુણને અવગુણ સમજે છે તે પઢતમૂર્ખ

હુ જાણીતો છુ એવુ માની હરેક કામમા માથુ મારે છે ને ક્રોધ થાય તો તેને સ્વાધીન રાખી શકતો નથી, લોકોનો અધિકાર જાણ્યા વિના શીલવાની મહેનત લે છે, પારકાને જે વાતનો દોષ મૂકે છે તેજ વાત પોતે આચરે છે, ને તેની પોતાને ખબર પડતી નથી

ભગવાનની સ્તુતિ નહીં કરતા માણસોની સ્તુતિ કવિતા વિગેરેમા કરે છે, તેમજ જે નજરે પડે તેના વખાણ કરવા માંડે છે

સ્ત્રીઓના અવયવ વર્ણવે છે તેમજ અનેક પ્રકારના નાટકોના હાવભાવનુ વર્ણન કરે છે, ને પરમાત્માને ભૂલી જાય છે, વૈભવમા ભરાઈ પ્રાણિમાત્રને તુચ્છ ગણે છે અને પોતે નાસ્તિક બને છે

મો ઉપર એક અને પઠવાડે બીજુ એવી તેની ટેવ છે, તથા બોલવુ જુદુ ને કરવુ પણ જૂદુ સાચીવાત બાજુ પર મૂકી લોકોને રૂચતી વાતો કરે છે ને એમ પોતાનુ જીવતર પરાધીન કરે છે

સત્ક્રિયાઓ, લોકોને બતાવવામાટે ઉપર ઉપરથી કર્યા કરે છે ન કરવાનુ કરવા માંડે છે, ને સિધ્ધો માર્ગ મૂકી અમસ્નો જ્યા ત્યા ભરાઇ રહે છે

ગત્રી દિવસ સારા ગ્રંથો સાભળતો છતા પોતાના અવગુણો તજતો નથી, ને પોતાનુ હિત

પોતે જાણતો નથી, એવા સર્વ અવગુણોનો ત્યાગ કરવા વાસ્તે પઢત મૂર્ખના લક્ષણો કહ્યા, મુખ્ય વાત એજ છે કે સર્વ મૂર્ખમા મોટો મૂર્ખ તો તેજ કે જે સસારમા સુખમાને છે, કેમકે સસારના દુખ જેવુ જગત્‌મા અન્ય દુખ નથી

શ્લોક

जन्मदु ख जरादु.ख, मृत्युदुःख पुनः पुन
ससारसागरे दु ख, तस्माज्जागृहि जागृहि ॥१॥

જન્મ એજ દુખનુ મૂળ છે, તે એવુ કે જાણે સસાર રૂપી અગારા ઉપર સૂવુ, તેથી જેણે જન્મ લીધો તેણે પોતાનુ હિત કરવુ, ઘડપણમા પણ તેવુજ દુખ થાય છે, આત્મસા[illegible]
રચક્રમા અનતીવાર જન્મ મ[illegible]
માટે આત્મહિત કરવા ચૂકવુ[illegible]

## ગુરૂ કોણ.

સદ્‌ગુરૂકૃપા મેળવ્યા વિના મનગમતા સત્ કર્મ કરે તે અધમનુષ્ય ઠોકર ખાઇ ખાડામા પડે તેમ છે આખમા અજન આંજવાથી જમીનમા દાટેલુ દ્રવ્ય જેમ દેખાય છે, તેમ સદ્‌ગુરૂના વચનવડે જ્ઞાનનો પ્રકાશ પડતા સર્વ વસ્તુ જણાય છે

સદ્‌ગુરૂ વિના જન્મારો ફોકટ અને વ્યર્થ છે, કેમકે તે વિના પરિતાપ ટળતો નથી

મોક્ષ ઇચ્છનારે સદ્‌ગુરૂને શરણે જવુ મહા મહેનતે ચૌદ વિદ્યા અને ચોસઠ કળાનો અભ્યાસ કર્યો, કિંતુ સદ્‌ગુરૂ વિના પરમાર્થતત્ત્વરૂપમોક્ષની પ્રાપ્તિ થતી નથી કોઇ હુન્નર કળા શીખવનારને ગુરૂ કહે છે, પણ તે કાઇ મોક્ષ આપનાર સદ્‌ગુરૂ નથી

પ્રાણી માયારૂપી જાળમા પડી સસારનુ દુખ ભોગવે છે, તેમાથી સદ્‌ગુરૂ તેને છોડાવે છે

ગર્ભાવાસ ભોગવવાના સકટને તથા ગર્ભથી

બહિર આવી ભોગવવાના અનેક પ્રકારની દુ ખરૂપ વહ્નિને સદ્દગુરૂ, જ્ઞાનખડ્ગથી કાપી નાખે છે ઉપ દેશ વાણીવડે નિજ વસ્તુ દેખાડનાર સદ્દગુરૂ છે

જે જે રસ્તેથી મનને સમજાવ્યુ પડે તે તે રસ્તે જ્ઞાનવડે મનને સમજાવી મુક્તિ અર્પણ કરાવે છે તે સદ્દગુરૂને જેવા તેવા જાણવા નહિ શિષ્યને સાધન માર્ગે લગાડે નહીં અને ઈંદ્રિયોને દમન કરાવે નહિ, તેવો કદી ગુરૂ કરવો નહીં શિષ્યની મરજી રાખી તેને ગમતી રીતે બોલનારને સદ્દગુરૂ જાણવો નહિ

જે વૈદ્ય રોગીને મરજી મુજબ વર્તવા કહે છે તેથી રોગીનો ઘાત થાય છે તેવીજ રીતે ખુશામત ખોર તે સદ્દગુરૂ નથી

ધર્મગુરૂ વિના સ સારી ગુરૂ ઘણા પ્રકારના છે એક ય ત્રગુરૂ, એક ત ત્રગુરૂ, એક ઉસ્તાદ ગુરૂ, એક વિદ્યાગુરૂ, એક કુવિદ્યાગુરૂ, એક માતાગુરૂ, એક પિતાગુરૂ, એક રાજગુરૂ વિગેરે અનેક પ્રકારના ગુરૂ જાણવા મોક્ષ આપનારા સદ્દગુરૂ તે ધર્મગુરૂ જાણવા

સદ્ગુરૂ સાથે સુશિષ્યોનો યોગ થયો અને આત્મજ્ઞાનનુ શ્રવણ ન કરે તો જેમ સારી જમીનમા સારૂ બી વાવ્યા છતા વરસાદ વિના ઉગે નહિ, તેવી રીતે થશે ઉત્તમ જ્ઞાન વિના ભોળા લોકો પાખડી તથા નાસ્તિક મ ડળીમા પ્રવેશ કરે છે

## શિષ્યો કેવા હોય.

શિષ્ય દિલથી સાફ આચારવ ત કેવળ વૈરાગ્યશીલ અને સ સારના બ ધનમાથી છૂટવાને પુરણ ઇચ્છા પામેલો જોઇયે, પરમાર્થે અતિ ઉપયોગી હુશીયાર અને અલખ સ્વરૂપ તરફ લક્ષ રાખે એવો શિષ્ય જોઇયે. વળી તે ધીર, ઉદાર અને પરમાર્થ માટે તત્પર જોઇયે વળી તે પરોપકારી, કોઇની અદેખાઈ નહિ કરનાર, શ ચના અર્થોમા પ્રવેશ કરનાર અને કાયા, વાચા તથા મનથી હમેશા શુદ્ધ શિષ્ય જોઇયે, તેમજ જન્મ મરણના વિચારોમા સાવધ, ઉત્તમ ગુણ શીખેલો અને બુદ્ધિમાન જોઇયે, વળી

બુદ્ધિ, પ્રેમ, અને મર્યાદા એ ગુણો પણ શિષ્યોમા જોઇયે યુક્તિ જાણનાર, નિશ્ચય પામેલો, અને વિચાર લેનાર શિષ્ય જોઈએ વળી તે હિ મતવાન અને વિશ્વાસુ જોઈએ વળી શિષ્ય વિવિધ સસારનુ દુખ જાણી તેમાથી છુટવાની ઇચ્છા રાખનાર જોઇયે, સસારના દુખેકરી વૈરાગ્ય ઉત્પન્ન થાય છે, વાસ્તે જેણે સસારનુ દુખ ઘણુ અનુભવ્યુ હશે તેનેજ પરમાર્થની વાત રૂચશે જેને સસારનો ત્રાસ ઘણો થયો છે, તેનેજ સદ્ગુરુના ભાષણપર વિશ્વાસ બેસશે અને તેજ કોઇ કાળે સદ્ગુરુને છોડશે નહિ જેને સસારનો ત્રાસ થયો નથી, તે સદ્ગુરુના ભાષણપર વિશ્વાસ રાખતો નથી એવા ઘણા અવિશ્વાસી કુશિષ્યો ભવસાગરમા ડૂબી ગયા અને કામ ક્રોધ રૂપી જડ ચોરોના સપાટામા સપડાઈ દુખ ભોગવતા રહ્યા માટે સદ્ગુરુના ભાષણપર પૂર્ણ વિશ્વાસુ તેજ સદ્ શિષ્ય અને તેજ મોક્ષ મેળવવાને પૂર્ણ અધિકારી છે જે શિષ્યને સદ્ગુરુથી દેવ મોટો લાગે તે શિષ્ય કમભાગ્ય છે, કારણ કે દેવ દેવ

ગતિમાથી બીજી ગતિમા ઉત્પન્ન થાય છે, તે મોક્ષ આપવાને સમર્થ નથી જેના ઉપર સદ્ગુરૂની પૂર્ણ કૃપા છે તેની આગળ કોઇનુ સામર્થ્ય ચાલતુ નથી, કેમકે તેણે જ્ઞાનદૃષ્ટિથી સર્વ વૈભવ તુચ્છ કરી દીધો છે આ ઠેકાણે દેવતારૂપ દેવ જાણવા

બીજા અસત્ શિષ્ય છે તે માયામા ફસાયા છે વિષયો ભોગવવાની અત કરણમા પ્રીતિ છતા ઉપરથી પરમાર્થ ઉપર પ્રીતિ બતાવે છે, સસારમા આનદમાની પરમાર્થને મશ્કરીમા ઉડાવનાર અને નીચ કામમા લપટ થયેલા શિષ્યો ઘણા છે, તેમને ઉપદેશ કેવો લાગે છે તો કે જેમ ડુક્કરને ચદન ચોપડીએ અથવા પાડાને સુગધી અત્તર લગાડીયે તેવી રીતે વિષયલપટને આત્મજ્ઞાનનો વિવેક લાગે છે, વળી ગધેડા જે ઉકરડામા આળોટે છે, તેને ખુશબોદાર ફુલની માળા શા કામની ? તેમજ અધકારમા ભમનાર ઘુવડને રાજહસની સગત શા કામની ! તેમજ વિષયનો જતૈયો થઈ નર્કમા પડનારને ભગવાનની

પ્રીતિ કયાથી ? કુતરાને મિષ્ટાન્ન ખવરાવીએ અથવા વાદરાને જેમ સિહાસન ઉપર બેસાડીયે તેમ વિષયલપટને જ્ઞાનનો ઉપદેશ છે, બગલમા સ્ત્રીઓને લઈને સન્યાસીઓને કહે છે કે મને સન્યાસી કરો, તેવી રીતે વિષયમા લપટ થઇ અસત્‌શિષ્ય, જ્ઞાનનો બકવાદ કરે છે ગુરૂનો શત્રુ શિષ્ય નરકવાસી થાય છે, સ્મશાન વૈરાગ્ય ઉપજ્યો અને ગુરૂને નમસ્કાર કર્યો તેથીજ જ્ઞાનપ્રાપ્તિ થશે એમ માનવુ નહિ સ્મશાન વૈરાગી ઘડીમા રોવા માડે, ઘડીમા પડતુ મૂકે, ઘડીમા વૈરાગ્ય લાવે, ઘડીમા જ્ઞાનનુ અભિમાન આણે, ઘડીમા ગુસ્સો કરે, ઘડીમા વિશ્વાસ રાખે, એવા અનેક ચાળા દીવાનાની પેઠે કરે છે હમેશા પાપ કરનાર, ઉપકાર પર અપકાર કરનાર, મહા પાપી, કપટી, કુતર્કી, વિક પી, અશાન્ત, અભાવિક, નિષ્ઠુર, આળસુ, અવિવેકી, અવિશ્વાસી, અધીર, અવિચારી, સશયને વળગી રહેનાર, ખરાબ વાસનાવાળુ હૃદય એ સર્વ કુશિષ્યોમા હોય છે વળી કુશિષ્ય બળ, વડાઈ, નિદા, તથા દેહાભિમાનવડે હુ જ છુ એવો બકવાદ કરે

એવા જે માયા તથા મદવડે આંધળા થઇ ગયા
, તેમને આત્મજ્ઞાન શી રીતે મળે ? કેમકે તેને
ણા પાપોને લીધે સદ્‌બુદ્ધિ આવતી નથી, તેમને
દ્ધાવસ્થાની પીડાથી મજબુરેળાએ બહુ સમજણ
કશે

## आत्मज्ञान.

नानाशास्त्रंपठेल्लोको, नानादैवतपूजनम्;
आत्मज्ञान विना पार्थ, सर्वकर्म निरर्थकम्.

જ્ઞાન જેવુ પવિત્ર તથા ઉત્તમ બીજુ કંઈ ન થી, સર્વ ઉપદેશમા આત્મજ્ઞાનનો ઉપદેશ અતિ શ્રેષ્ટ છે જ્યાસુધી આત્મજ્ઞાન થયુ નથી ત્યા સુધી સર્વ કર્મ નિષ્ફળ છે વિષયરૂપી વસોપાત જતુ નથી અને વિદ્યા, શાસ્ત્ર, ગાયન, વૈદક અને વેદ આ વડે પણ તે આત્મજ્ઞાન નથી વળી અનેક સ્ત્રી પુરૂપોની પરીક્ષા તે પણ સત્ય જ્ઞાન નથી ઘોડા હાથી તેમજ જગલી જનાવરોને પરખવા તે પણ તાત્વિક

જ્ઞાન નથી તરેહવાર ધાતુઓ, સિક્કાઓ, મને ર ત્નોની પરીક્ષા એ સાચુ જ્ઞાન નથી વળી જાતજાતના પથ્થર, વાજીંત્રો અને કારીગરીની પરીક્ષા કરવી તે પણ સત્યજ્ઞાન નથી કાવ્યમા કુશળપણુ, ગાયન નૃત્ય તથા સભામા વાતોથી ચતુરાઇ બતાવવી તે પણ સાચુ જ્ઞાન નથી ઘણા પ્રકારના જ્ઞાન છે, પણ તે સર્વ જ્ઞાનમા આત્મજ્ઞાન શ્રેષ્ટ છે કારણ કે આત્મ જ્ઞાનથી જન્મ મરણના ફેરા ટળે છે, અને આધિ વ્યાધિ ઉપાધિના દુ ખો નાશ પામે છે અને ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષનો નાશ થાય છે હુ કોણ છુ, કયાથી આવ્યો અને કયા જઇશ મરણ શાથી થાય છે, અને જન્મ મરણ શાથી ટળે છે તેનુ જ્ઞાન કરવુ પચદેહથી આત્માને જુદો ઓળખવો અને ષટ્ લેશ્યાથી આત્માને જુદો જાણવો, અજ્ઞા નરૂપી સન્નેપાતવાળાને આ બાબતની સમજણ પડી શકતી નથી અજ્ઞાનરૂપી ભર ઉંઘમા સર્વ વિષયોરૂપી ભૂતો વળગે છે, માટે આત્મજ્ઞાનનુ શ્રવણ મનન કરવુ અજ્ઞાની જીવ સસારમા ફસાય છે

ને ચોગશી લાખ જીવાયોનિમા ભટકે છે, અને
ના ભવાન્ત થતો નથી જ્ઞાનીને આ સ સાર ભળતા
ગ્નિ સમાન ભાસે છે અને વિષયો તે વિષ સરખા
ગે છે જ્ઞાની પુરૂષ પોતાના અ તરમા સર્વ ઋદ્ધિ
ણે છે ગુફામા રહેલુ અ ધારૂ લાકડીયોના માર
રવાથી નાશ પામતુ નથી, વા ગુસ્સો કરવાથી
ાશ પામતુ નથી, પણ દીવા વડે તુરતજ તે નાશ
ામે છે, અને તે કયા ગયુ તેની પણ સમજણ પડતી
થી, તેવી રીતે જ્ઞાનરૂપી દીવાવડે મનનુ અધારૂ
ાશ પામે છે વળી જ્ઞાની, સર્વ ઉપાધિ દૂર કરી અ
ાધ્ય, અલક્ષ્ય, અગોચર, આત્મતત્ત્વ સાધ્ય કરે છે,
વ શુ તથા ભક્ત શુ તેનુ મૂળ જાણી લે છે વળી
ાત્મજ્ઞાની સ સારમાથી અને લોભના હાથમાથી
ાકસ્માત્ નીકળી ગયો વળી જ્ઞાનનો વિવેક મજબુત
વાથી નિશ્ચયને ઘણુ જોર આવ્યુ, પછી વૈરાગ્યના
ળથી અવગુણનો સ હાર કર્યો વળી જ્ઞાનીએ પરા
ીનતાને ત્યાગી, મમતા ઉપર છાપ મારી, મનને
પોતાના સ્વરૂપમા લીન કર્યું વળી જ્ઞાની ભૂલને ભૂલી

ગયો વળી નાની સાધનથી સર્વ સંસારનો ત્યાગ કરે છે, અને પરમાર્થનું સાધન કરે છે જે મનથી સંસારનો કંટાળો માને છે, અને અંતઃકરણથી વિષયોનો ત્યાગ કરે છે, અને તેજ આગળ જતા પરમાર્થનો પંથ પકડે છે આ મનના યોગથી સંશયો ઉઠે છે અને શાંતનો નાશ થાય છે માટે આત્મ સ્વરૂપનો નિશ્ચય ખસવા દેવો નહિ જે દેખાય છે તે અસાર છે અને દેખાતું નથી તે બ્રહ્મસાર છે એ વાત સદ્‌ગુરૂના ભાષણનો વિચાર કરવાથી સમજાય છે મારૂં શરીર એવું અંતરમાં લાગે છે, તેથી મારૂં કહેનારો શરીરથી જૂદો છે અને જે જૂદો છે તેજ આત્મા છે તથા સંકલ્પરૂપી મન મારૂં એવું જે માને છે અને ન માનનાર મનથકી જૂદો છે આત્મા જ્ઞાન દર્શન ચરિત્ર વડે પરિપૂર્ણ છે જ્ઞાન એ આત્માનો ગુણ છે જ્ઞાન, આત્માથી ભિન્ન નથી જ્ઞાનવડે પોતાના સ્વરૂપનો તથા પરના સ્વરૂપનો પ્રકાશ થાય છે માટે જ્ઞાન સ્વપર પ્રકાશક છે આત્મજ્ઞાન થયા બાદ બીજું કંઈ જાણવાનું રહેતું નથી કારણ કે જેટલા શાસ્ત્ર

છે, જેટલા વેદ છે, તે સર્વ આત્માને વિષે રહેલા જ્ઞાનથકી થયેલા છે જેટલા દુનિયાની અંદર મતમતાંતરો થયેલા છે, તેટલા આત્માના અસદ્ જ્ઞાનને લીધે છે અસત્ય જ્ઞાનને કુજ્ઞાન કહે છે દુનિયાને વિષે ગ્રંથો ઘણા છે, પણ સમ્યગ્જ્ઞાનના ગ્રંથો થોડા છે કારણકે દુનિયામા મણિઓ થોડા છે, અને પથરાઓ ઘણા છે જે સાભળવાથી ધીરજ ઉપજે, પરોપકાર થાય તથા વિષયવાસના છૂટી જાય તેનુ નામ ગ્રંથ, જે વડે આત્મજ્ઞાનની પ્રીતિ ઉત્પન્ન થાય, પોતાના અવગુણો મટી જાય અને અધોગતિ દૂર થાય તેનુ નામજ ગ્રંથ, જે વડે પુણ્ય-પાપની ઓળખાણ થાય પુણ્ય અને પાપ શાથી બધાય છે તેની સમજણ પડે, બધાવુ શાથી પડે છે અને મોક્ષ શાથી થાય છે, તેનુ જ્ઞાન કરાવનાર ગ્રંથ જે ગ્રંથમા મોક્ષરૂપી ફળ લખ્યુ નથી તો તે દુરાશાનુ પુસ્તક છે તે સાભળવાથી ખરાબ આશાનોજ વધારો થશે જ્ઞાનીઓને તો જ્ઞાનજ જોઈએ ભજન કરનારાઓને ભજન જોઈએ, આરાધન કરનારાઓને આરાધનનુ

દળીયા આત્માની સાથે લાગે છે તેનુ વેદવુ તે શાતા જાણવી અને પાપના દળીયા આત્માની સાથે લાગે છે તેનુ ઉદયે ભોગવવુ તે અશાતા વેદનીય કર્મ જાણવુ, જગતમા કોઈ અનેક પ્રકારના ભોગો ભોગવે છે, અને કોઈ દુ ખમા દિવસ ગાળે છે કોઇ શરીરે સુખી રહે છે અને કોઇને શરીરે ક્ષય, દમ, ખાસી, ઉધરસ, ગડગુમડ, ભગ દર, તાવ, પક્ષઘાત વિગેરે અનેક પ્રકારના રાગોનુ ઉત્પન્ન થવુ થાય છે તેનુ વેદવુ તે અશાતાવેદનીય કર્મ જાણવુ પશુ, પખી, જળચર, મનુષ્યોની દયા–ચાકરી કરવાથી પુણ્ય બ ધાય છે વળી તેમજ કોઇ જીવને કોઇ મારી નાખે તેને બચાવવાથી તેમજ ભૂખ્યાને અન આપવાથી તેમજ તરસ્યાને પાણી પાવાથી તેમજ રોગથી પીડાતાને દવા આપવાથી તેમજ મુનિરાજને આહાર વસ્ત્ર, પાત્ર રહેવાનુ સ્થાન આપવાથી સર્વ કરતા અનતગણુ વિશેષ પુણ્ય થાય છે, વળી તેમજ સાધ્વીને પણ આહાર, વસ્ત્ર,

પાત્ર, વસતિ આપવાથી વિશેષ પુણ્ય બધાય છે
તેમજ ખોડા ઢોરાની સાર સભાળ લેવાથી પુણ્ય
બધાય છે, સાધુ સાધ્વી પ્રમુખને અનેક પ્રકારના
ગ્રંથો-પુસ્તકો લખાવી આપવાથી પુણ્યબધ થાય છે
વળી તેમજ માબાપ વિનાના છોકરાને વિદ્યાદાન
આપવાથી પુણ્યબધ થાય છે વળી તેમા યા
રાખવુ કે જો તે કાર્ય કરે પણ ભાવના સારી રહેવ
જોઈએ ધર્મના કાર્ય કરીને એમ ચિતવે છે કે અરે
મે નકામા રૂપૈયા વા મહેનત કરી મનમા પશ્ચાત્તા
કરે તો પુણ્યબધ બરાબર થતો નથી મનોબળ એ
સરખુ રહેવુ જોઈએ તે ઉપર એક દૃષ્ટાંત ની
મુજબ જાણવુ —

એક ગ્રહસ્થશેઠને ઘેર એક મુનિરા
ભોજન પાણી વહોરવા પધાર્યા, ત્યારે શેઠને મન
ખૂબભાવ ઉત્પન્ન થયો તે મુનિરાજને વાઢીથી
( ઘૃત ) વહોરાવવા લાગ્યો વહોરાવતા મુનિરાજ
પાત્રમા ઘીની ધારા અખડ પડવા લાગી, મુનિર

તેનો સારો ભાવ જોઇ પાત્રુ લેઈ લીધુ નહિ મન ॥ એમ વિચાર્યું કે જો હુ પાત્રુ લેઇ લઈશ તો આ શેઠના પરિણામની ધારા તુટી જશે, એમ ધારી ઘીની ધારા પાત્રમા પડવા દીધી થોડીવારમા પાત્ર ભરાઈ ગયુ શેઠે પાત્રમા ખુબ ઘી પડેલુ જોઇ વિચાર્યું કે–અરે આટલુ ઘી સાધુના પાત્રમા પડેલુ છે તેને સાધુ શુ કરશે ? અરે આતો લોભી જેવા જણાય છે, એમ તેના મનનો વિચાર મુનીશ્વરે જાણ્યો એટલે તુરત મુનિરાજે ઘી વહોરવાનુ બધ કર્યું, અને શેઠને કહ્યુ કે હવે બસ થયુ શેઠે કહ્યુ કેમ ગુરૂજી ! ત્યારે મુનિરાજે કહ્યુ તારા પરિણામની ધારા સારી હતી તે તુટી એટલે મે પાત્રુ લેઈ લીધુ મે પાત્રુ વિશેષ સમયસુધી રાખ્યું હતુ તેનુ કારણ એજ હતુ કે તારી સારીપરિણામની ધારા તુટી ના જાય શેઠે સર્વ વાત કબૂલ કરી અને કહ્યુ કે–હે ગુરૂજી ! હવે ફરીથી વહોરાવુ ત્યારે ગુરૂએ કહ્યુ કે હવે કઇ તેવી પરિણામની ધારા થાય નહીં, અને મારે કઇ વહોરવાનો હવે ખપ નથી

ફકત વિશેષ ધી લીધુ તે પણ તને ફાયદો જાણી લીધુ છે એમ કહી મુનીશ્વર ચાલતા થયા. આ દષ્ટાંત ઉપરથી સાર લેવાનો કે કોઈ વખત પુણ્યના કાર્ય કરતા આપણે સામા ધણી ઉપર વહેમ લાવીયે છીએ, પરન્તુ જેવી પરિણામની ધારા તેવું ફળ થાય છે અન્ય કોઈ મહાત્મા સત્પાત્ર હોય અને તેમના ભણી જો આપણે ગેરવર્તણુંકથી વર્તીએ, અને તે કદાપિ આપણા ઘેર આવ્યા ત્યારે મનમા એમ ચિંતવ્યુ કે આ તો મહાત્મા ઠીક નથી, પણ વહોરાવ્યા વિના છૂટકો નથી એમ ધારી વહોરાવે તો તેને પુણ્યનો બંધ, પરિણામ વિના શી રીતે યથાયોગ્ય થઇ શકે ? જેમ મંત્ર જે છે તે શ્રદ્ધા ( આસ્તા ) તથા ગુરૂ ગમ વિધિ વિના બરાબર ફળ આપી શકતો નથી, તેમ દરેક પુણ્યના કાર્ય સારા પરિણામ વિના ફળ આપી શકતા નથી કેટલાક તો કીર્તિના ભિખારી કે જે પોતે જે જે સારા કાર્ય કર્યા હોય છે, તે તે બીજાઓની આગળ બડાઇથી કહી બતાવે છે, તે બડાઈ હાક વામા સાર એ રહ્યો હોય છે કે મારી સર્વ લોકો

કીર્તિ કરે, અને સર્વ લોકોમા—નાત જાતમા મોટો કહેવાઉં આમ વિચાર મનમા લાવ્યાથી બરાબર પુણ્ય બાધી શકતા નથી જેમ ઘઉં જવ ઉગીને મોટા થયા હોય, અને પાકવાની તૈયારીમા હોય, એટલામા જો જબરૂ હિમ પડે તો ઘઉં જવ બળી જાય છે, અને બરાબર પાક થતો નથી, તેમ પુણ્યના કાર્યમા પણ સમજવુ શ્રી ઋષભદેવ સ્વામીએ પૂર્વ ભવમા ફક્ત સાધુને ઉત્તમ ભાવથી ઘી વહોરાવવાથી તીર્થંકર ગોત્ર બાધ્યુ અહો તેમના કેવા પરિણામ! પરિણામે બધ એ વાત ખરી છે, શ્રી શાતિનાથના જીવે પૂર્વભવમા જીવદયાની ટેકથી ઉત્તમ ભાવનાએ ચઢતા તીર્થંકર પદવી બાધી કોઇએ વૈયા વચ્ચ કરવારૂપ સારાપરિણામથી તીર્થંકર નામ ઉ પાર્જ્યું જુઓ દૃષ્ટાત—જેમ સપ્રતિરાજાના જીવે પૂર્વભવમા ભિક્ષુક મટી સાધુ થતા મરતી વખતે ઉત્તમ ભાવના ભાવી તેથી તે મરી કુણાલરાજાને ત્યા સપ્રતિ તરીકે ઉત્પન્ન થયો, આપણી પાસે અનેક શક્તિઓ છે પણ તેને જાણતા નથી, તેમજ જાણી

કેમ વાપરવી તેની રીત જાણુતા નથી તેથી માનવ ભવમા મળેલી શક્તિયો, આયુષ્ય ખૂટતા પાછી પર ભવમા મળતી નથી તમે વિચાર કરો કે કુમારપાળ રાજાના જીવે પૂર્વભવમા શુ મોટુ ધર્મ કર્મ કર્યું હતુ ? કથા કોષ નામનો ગ્રથ જોતા માલુમ પડે છે કે કુમારપાળે સત્ય ભાવનાથી અને ચોખા દિલથી પરમેશ્વરની ફુલથી પૂજા કરી અને એવુ પુણ્ય સપાદન કર્યું કે કુમારપાળરાજા તરીકે ઉત્પન્ન થયા દુનિયામા જે પ્રાણીઓ સુખને ભોગવતા જણાય છે તે સર્વ પૂર્વભવના પુણ્ય જાણુવા સારી વા નઠારી ક્રિયાઓ નિષ્ફળ જતી નથી માટે દરેક મનુષ્યે મન, વચન અને કાયાથી સારી ક્રિયાઓ કરવી ના કરે તેને કોઇ પકડી બાધતુ નથી કહેનાર કહી જાણે છે પણ વર્તવુ પોતાના હાથમા છે, વાચનાર તો ઘણા છે, પણ તેનો અર્થ ગ્રહણ કરનાર થોડા છે, મનના જેટલા ખોટા ભાવથી ચિતવન થાય છે તેટલુ પાપ કર્મ બધાય છે, કોઈનુ બૂરૂ મનથી ચિતવીએ અને તે માણુસનુ બૂરૂ ના થાય તો પણ બૂરૂ ચિતવનારને

કર્મનો બંધ થાય છે કોઈને સુખના સાધનો આપણે આપીએ છીએ તો તેથી વિશેષ સુખના ભાગીદાર આપણે પરભવમા બનીએ છીએ, **"યાદૃશી મતિ તાદૃશી ગતિ"** જેવી મતિ તેવી ગતિ થાય છે, કહેવત છે કે **"જ્યારે ઘો મરનારી થાય ત્યારે વાઘરી વાડે જાય"** આપણું જ્યારે નઠારૂ થવાનુ હોય છે, ત્યારે એક દમ સારા વિચારો પણ ફરી જાય છે અને તેની શિખામણ પણ ઝેર જેવી લાગે છે અને તેની વર્તણુક ફરી જાય છે સારૂ થવાનુ હોય તો બુદ્ધિ પણ સારી થાય છે, અને ધર્મની આસ્થા થાય છે અને ઉત્તમ પુરૂષોના માર્ગે ચાલવાનુ થાય છે, અને ઉદ્યોગ અને સંપ તથા ધર્મની બુદ્ધિ થાય છે કોઇ ગરીબનો છોકરો હતો તે દુખમા દિવસ ગાળતો હતો એક દિવસ તેના મનમા વિચાર થયો કે આ દુનિયામાં કેટલાક લોકો મનગમતા ભોજન કરે છે, સુદર સ્ત્રીઓ પરણે છે, લાખો કરોડો રૂપીયાના માલીક બને છે અને સુખમા દિવસ ગાળે છે પાણી માગતા તેમને દુધ આપીને મળે છે અને મને તો પુરેપૂરૂ ખાવાનુ પણ

મળતુ નથી સુકા રોટલાના પણ સાસા થાય છે શરીર ઉપર વસ્ત્ર પણ પૂરતુ પહેરવા નથી, હવે હુ કઈ સારૂ કામ કરૂ તો પુણ્ય થાય અને તેથી સુખી થાઉં એમ વિચારી વગડામા ગયો ત્યા એક હરણિના બચ્ચાની પાછળ કુતરૂ દોડયુ અને હરિણીનુ બચ્ચુ નાસીને પેલા ભીખારીના સામુ આવ્યુ આ ભીખારીને દયા ઉત્પન્ન થઈ અને તેને એકદમ ઝાલી લીધુ અને આશ્વાસના આપી એટલામા બચ્ચાના વિયોગથી દુખી થએલી એવી હરિણી તેની શોધ કરતી ત્યા આવી, ત્યારે ભીખારીએ પ્રેમપૂર્વક બચ્ચા ઉપર હાથ ફેરવી કહ્યુ કે મારા વ્હાલા બચ્ચા! તારો હુ શુ ઉપકાર કરૂ, તને શુ ખાવા આપુ, તને શાતિ શી રીતે આપુ એમ દયાના પ્રેમભાવથી રડી પડ્યો અને તેને બે ચાર બચ્ચીઓ કરી તેની મા આગળ છોડી મૂક્યુ તેની મા જાણે નવો અવતાર પામી ના હોય એમ ખુશી થવા લાગી, અને બચ્ચુ પણ ખૂબ આનદ પામ્યુ બચ્ચાની માએ આકાશ સામુ મુખ કરી આ ભીખારીને ખરા જીગરથી આશિષ આપી હવે

અનેક તરેહના ધધા શીખવતો વળી રોગી ભીખારીની દવા પોતાની ગાઠના પૈસાથી કરતો હતો

એક દિવસ ગામની બહાર એક જ્ઞાની મુનીશ્વર પધાર્યા. તેમને વદન કરવા શ્રદ્ધાળુ મનુષ્યોના ટોળે ટોળા જતા હતા ત્યારે આ ભીખારી પણ-તે જ્ઞાની ગુરૂના દર્શન કરવા ગયો ગુરૂને દેખી ત્રણ પ્રદક્ષિણા દેઈ યોગ્ય સ્થળે બેઠો ગુરૂએ દર્શન કરવા આવેલા શ્રદ્ધાળુ જનોની આગળ નીચે પ્રમાણે ઉપદેશ કર્યો.

હે ભવ્યો!!! આ સસાર છે તે જન્મ, જરા, મરણના દુખથી ભરેલો છે, આ સસારમા જીવો અનાદિકાળના છે તે જીવોનો બનાવનાર કોઈ નથી દરેક જીવોને અનાદિકાળથી કર્મ લાગેલાજ છે અનાદિ એટલે આદિ નહિ તે, જીવ અજ્ઞાન દશાથી ચોરાશી લાખજીવયોનિમા પરિભ્રમણ કરે છે કોઈ પૃથ્વી તરીકે, કોઈ પાણી, વાયુ, વનસ્પતિ, અગ્નિ, કીડા, મકોડા, વીંછી, ભમરા, ભમરીઓ, મચ્છ, મગર, પોપટ, મેના, કબુતર, બાજ, કુક્કર, કુકડા તરીકે

ઉત્પન્ન થાય છે એમ દરેક યોનિમા પરિભ્રમણ કરતા કોઇ મહાપુણ્યથી મનુષ્યોનો અવતાર આવે છે મનુષ્યના અવતારમાં કોઈ રાજા તરીકે ઉત્પન્ન થાય છે કોઇ રંક તરીકે ઉત્પન્ન થાય છે, કોઇ બહેરા હોય છે, કોઇ પાગળા થાય છે, કોઈ સ્ત્રી તરીકે ઉત્પન્ન થાય છે કોઈ પુરૂષ તરીકે ઉત્પન્ન થાય છે, કોઈ રોગી થાય છે, કોઇ ભોગી થાય છે આ સસારમા માતા તે કોઈ વખત પોતાની સ્ત્રી તરીકે ઉત્પન્ન થાય છે, અને પોતાની સ્ત્રી તે કોઇ વખત પોતાની માતા થાય છે, પિતા તે કોઈ વખત પુત્ર તરીકે ઉત્પન્ન થાય છે, અને પુત્ર તે પિતા તરીકે ઉત્પન્ન થાય છે પોતાની બેન કોઇ ભવમા સ્ત્રી તરીકે ઉત્પન્ન થાય છે, પોતાના મિત્ર, કોઇ ભવમા પોતાની સ્ત્રી તરીકે ઉત્પન્ન થાય છે વળી કોઇ વખત આ જીવ ઘરનો માલીક છતા મરીને પોતાને ઘેર કુતરા તરીકે ઉત્પન્ન થાય છે, અને જ્યારે પૂર્વ ભવના અભ્યાસથી ઘરમા પેસે છે, ત્યારે પોતાનાજ દીકરા લાકડીઓ મારી કાઢી મૂકે છે વળી કોઇ વખત મનુષ્ય મરીને પોતાના

ઘેર બળદ તરીકે ઉત્પન્ન થાય છે, ત્યારે પોતાનાજ દીકરા તેને હળ ખેડવાના કામમા દોરે છે વળી કોઈ વખત મનુષ્ય મરીને પોતાના ઘરમા સાપ તરીકે ઉત્પન્ન થાય છે, ત્યારે પોતાના પુત્રો તેને સાણસામા પકડી ગામ બહાર મૂકી આવે છે સાપના ભવમા તે કોઈને વહાલો લાગતો નથી સસારનુ સગપણુ કેવુ છે તે જ્ઞાનીઓ યથાર્થ જાણી રહ્યા છે આ જીવે દરેક જીવોની સાથે અનતીવાર સગપણુ કર્યા અનેક પ્રકારના અવતાર ધારણુ કરીને આ જીવ, સર્વ જગ્યાએ ઉત્પન્ન થયો લોકાકાશના જેટલા પ્રદેશ છે, તે પ્રતિ પ્રદેશે આ જીવ અનતીવાર ઉત્પન્ન થયો, અને મર્યો એમ દેવતા, મનુષ્ય, તિર્યંચ અને નારકી એ ચાર જાતિમા અનતી અનતીવાર જીવ ભટકયો આદુ, લસણુ, હુગળી, શકરીઆ, બટાટા તરીકે પણુ આ જીવ ઉત્પન્ન થયો મનુષ્યો જેમ બટાટા વગેરેનુ શાક કરીને ખાય છે, તેમ ઘણા જીવોએ બટાટા, શ કરીઆ તરીકે ઉત્પન્ન થનાર જીવોનુ ભક્ષણુ કર્યુ એમ આ સસારની સ્થિતિ છે સસારનુ સ્વરૂપ

વિચિત્ર છે કર્મના યોગે સસારમા અનેક પ્રકારના અવતારો ધારણ કરવા પડે છે કર્મના યોગે ઉચ્ચ દશા પામીને નીચ કૃત્ય કરે તો નીચ અવતાર ધારણ કરવા પડે છે પૈસાદાર ભોગી થઈને જે મનુષ્યો, ધર્મ કૃત્ય વીસરી જાય છે, તે પશ્ચાત્તાપ પામે છે જે લોકો શાતા વેદનીયના યોગે સુખ પામી દુ ખ વીસરી જાય છે તે ધર્મના ઉપર ધ્યાન આપી શકતા નથી દુ ખમા પ્રભુને ભજવાનુ મન થાય છે, તેમજ સારા વિચારો ઉત્પન્ન થાય છે ગરીબ અવસ્થા થાય ત્યારે ગરીબ એમ ચિતવે છે કે—જો હુ પૈસાદાર થાઉં તો હવે સર્વ લોકોને સુખી કરૂ, અને પુણ્યના કામમા પૈસા વાપરૂ, પણ આવા વિચારો સુખ પામતા ટળી જાય છે લક્ષ્મી ઉપર મમતા આવે છે અને લક્ષ્મી વધારવાનુ મન થાય છે—કહ્યુ છે કે-

દુહો

પૈસો મારો પરમેશ્વર, ને બાયડી મારો ગુરૂ,
છૈયા છોકરા સાધુ સાધવી, બીજાને શુ કરૂ ? ૧

પૈસો પરમેશ્વરરૂપ જેને છે, અને ગુરૂની આજ્ઞા કરતા સ્ત્રીની આજ્ઞા જે ગુરૂ સમાન પાળે છે, સ્વાર્થી બની છોકરાને સાધુ સાધ્વી તરીકે જે માને છે, તે મનુષ્ય કદી ધર્મ પાળી શકતો નથી અને તેનાથી ઉપકારના કામો થઈ શકતા નથી, "વળી તે ચમડી તુટે પણ દમડી ન છૂટે" એવી ગતિ આચરે છે શરીર કરતા પણ પૈસાને વધારે વ્હાલો ગણે છે પણ અતે ધન સાથે લઈ જતો નથી, અને ખોદે ઉંદર અને ભોગવે ભોરંગ-એ ન્યાયને અનુસરી તેનો કમાયેલો પૈસો બીજા ભોગવે છે, અને પોતે ખાલી હાથે પર ભવમા જાય છે ત્યા પણ ખાલી હાથે જવાથી ખાલીને ખાલી રહે છે કારણ કે-ધર્મ ત્યા શર્મ અલબત્ત ધર્મ વિના સુખ થતુ નથી આ ભવમા અને પરભવમા પણ ધર્મથીજ સુખની પ્રાપ્તિ થાય છે" ઉપર પ્રમાણે મુનીશ્વરે ધર્મ આખ્યાન કર્યા બાદ સેવક વર્ગ વદન કરી પોતાના ઘર પ્રતિ ગમન કરવા લાગ્યો

ત્યારબાદ ભિખારીએ ગુરૂ મહારાજને બે

હાથ જોડી વદન કરી પૂછયુ, હે દીનનાથ ! કરૂણા સાગર ! દયામૂર્તિ પ્રભુ ! હુ ભીખારી છુ, મને ધર્મ કરવાની ઇચ્છા છે માટે કૃપા કરી મારાથી બની શકે તેવુ ધર્મ કરવાનુ બતાવશો. હે જગદ્ગુરૂ મુનીશ્વર, આપના વિના અન્ય કોઈ મને સત્ય પથ દેખાડનાર નથી

આ પ્રમાણે વિનય યુકત ભિક્ષુકના વચનો સાભળી મુનીશ્વર, કરૂણા દૃષ્ટિથી તેને ઉપદેશ કરવા લાગ્યા

---

## મુનિરાજનો ઉપદેશ

હે ભવ્યપ્રિય ! આ જગતને જ્ઞાની પુરૂષો અસાર કહે છે, અસાર એટલે જેમા તાત્વિક બુદ્ધિથી કઇ સાર નથી એવો સસાર છે હે ભવ્ય ! સસારમા ચાર પ્રકારની ગતિ છે દેવ, મનુષ્ય, તિર્યંચ અને નારકી, આ ચાર ગતિમા કોઈ સ્થાનમા સત્ય સુખ નથી. સુખની પાછળ દુ ખ છે સત્ય સુખ નથી, સત્ય સુખ તો તેજ જાણુવુ કે જે સુખ પ્રાપ્ત થયા પછી કદાપિ નાશ

પામે નહીં ચારે ગતિમા એવુ સુખ નથી માટે સત્ય સુખની પ્રાપ્તિ માટે સત્સગતિની જરૂર છે સદ્ગુરૂઓની કૃપાથી સત્ય સુખની ઓળખાણ થાય છે, અને તે સદુદ્યમે પ્રાપ્ત પણ થઈ શકે છે સસારમા દરેક પ્રાણીયો સુખને ઇચ્છે છે પણ સુખ કયા છે ? તે સુખ શાથી મળે ? તે કોઈ વિરલાજ જાણતા હશે, કોઈ પ્રાણી ખાવાપીવામા સુખ માને છે, કોઈ સ્ત્રી સ ગતે સુખ માને છે, કોઇ માનથી સુખ માને છે, ત્યારે કોઈ રાજ્ય થી, કોઇ લક્ષ્મીથી, કોઇ પુત્રથી, એમ સો જીવ પોત પોતાની બુદ્ધિ પ્રમાણે સુખને ક પી તે મેળવવા પ્રયત્ન કરે છે, પણ જ્યારે સુખની પ્રાપ્તિ થતી નથી ત્યારે અ તે પશ્ચાત્તાપ પામે છે, જે પ્રાણીને કોઈ પણ જાતની ઉપાધિ નથી–આધિ નથી–તેમજ વ્યાધિ નથી, પરમાત્મસ્વરૂપમા ચિત્ત પ્રેરાયુ છે, રાગદ્વેષ મદ પડ્યા છે, તે પ્રાણીને સાચા સુખનો અનુભવ થાય છે નિ વૃત્તિ અવસ્થામા સુખ સમાયુ છે, સસારની પ્રવૃત્તિ અવસ્થામા સુખને બદલે દુ ખજ સમાયુ છે જેનુ મન સ કલ્પ વિક પવાળુ છે, તેને સુખ શુ છે ? તે

જણાતુ નથી, જે પુરૂષ હજારો જીવોની લાગણી દુ ખાવે છે, કરોડો જીવોનો નાશ કરે છે, તેને પણ ખરૂ સુખ શુ છે તેનો અનુભવ થતો નથી પોતાના સ્વાર્થ માટે, પાપી પેટની પૂર્તિને માટે જે જીવ અન્યનુ બૂ: કરવામા તત્પર છે તે પણ સુખ પામી શકતો નથી જેને સ્વપ્ના સમાન સ સારમા સુખની આશા બ ધાા છે તે પણ સુખનો અધિકારી નથી, જેને સાધુ પુરૂ ષોની સગતિ ખોટી લાગે છે તે પણ સુખ પ્રાપ્ત કરવ અધિકારી નથી, જે પોતાના મતિ પ્રમાણે જેમ ફાવે તેમ ચાલી ગુરૂના અને, સ પુરૂષોના વચનનો અનાદ: કરે છે તે પણ સુખનો આધકારી નથી જેને આખે દેખાતી વસ્તુઓમાજ સુખની આશા બ ધાઈ છે ત પણ સુખનો અધિકારી નથી, જે પ્રાણીને અન્યાયમ પ્રીતિ છે તે સુખનો અધિ ારી નથી, પ્રત્યક્ષ સુખમ જેની વિશ્વાસવૃત્તિ છે તે સત્ય સુખનો અધિકાર નથી, અષ્ટ કર્મનો નાશ કરી જે નિર્મલ થયા છે એવ સિદ્ધના જીવો, અખ ડ અન ત સુખના અધિકારી છે મુક્તિ સુખ કેવળ આત્માનુ સુખ છે, આત્મિક સુ

ખને પ્રાપ્ત કરવાના બે માર્ગ છે પ્રથમ યતિધર્મ ર શ્રાવક ધર્મ, પચ મહાવ્રત અને છઠ્ઠું રાત્રિભોજન વિરમણ વ્રત, એ છ વ્રતના પાલન પૂર્વક ચાલવુ એ યતિ ધર્મ જાણુવો યતિ ધર્મના પરિપાલનથી જ્ઞાના વરણીયાદિક અષ્ટ કર્મનો ક્ષય થાય છે, એ બેમાથી કોઈ પણ માર્ગ અવલબતા પ્રથમ દેવ, ગુરૂ, ધર્મની શ્રદ્ધાની જરૂર છે અષ્ટાદશદોષ જેનાથી સર્વથા દૂર થયા છે એવા અને જ્ઞાનાતિશય, વચનાતિશય, પૂજા તિશય, અપાયાપગમાતિશય એ ચાર અતિશય તથા અષ્ટમહાપ્રાતિહાર્યથી શોભાયમાન જીનેશ્વર વીતરાગ તેજ દેવ તરીકે જાણુવા, સર્વજ્ઞ કથિત જે યતિધર્મ તેને દ્રવ્ય ક્ષેત્ર કાલાનુસારે આદરનાર તથા સમ્યકગુધર્મો પદેશક ગુરૂ જાણુવા ચારગતિ પરિભ્રમણુ હેતુ, અજ્ઞાન રાગદ્વેષનો ક્ષય કરી સ સાર સમુદ્રથી તારવાને વહાણુ સમાન વીતરાગ કથિત સત્ય ધર્મ જાણુવો એ પ્રમાણે ત્રણુ તત્ત્વની શ્રદ્ધા રાખવી જીન કથિત ષડ્દ્રવ્ય, તેના ગુણુપર્યાયનુ જાણુવુ તેથી સમ્યક્ શ્રદ્ધા ઉત્પન્ન થાય છે ધર્મનો સાધન માર એ છે કે આત્મા તેજ

પરમાત્માસ્વરૂપે થાય આ પ્રમાણે પરમાત્મપદ લક્ષ્ય વિચારી જે પુરૂષો ધર્મમાર્ગે વહે છે, તે પુરૂષો સ્વ૮૫ ભવમા મુક્તિપદ.પ્રાપ્ત કરે છે, સત્ય ધર્મની પ્રાપ્તિ મુશ્કેલ છે, ધર્મની ઉત્પત્તિ મૂળ દયાથી છે માટે સર્વ જીવની દયા કરવી એકેદ્રિયથી તે પચેદ્રિય પર્યંત મર્વ જીવો પોતાના આત્મા સમાન છે જેવો પોતાનો આત્મા પોતાને પ્રિય છે તેમ સર્વને પોતાનો આત્મા પ્રિય હોય છે, પોતાના શરીરે શસ્ત્રાદિક લાગતા જેમ બહુ દુ ખ થાય છે તેમ બીજા જીવોને શસ્ત્રાદિક લાગતા બહુ દુ ખ થાય છે, પોતાને કોઇ મારવા આવે તો જેમ ભય લાગે છે, તેમ બીજા જીવને પણ મારતા બહુ ભય ઉત્પન્ન થાય છે, મરણ સમોનત્થિભય-મરણ સમાન કોઇ ભય નથી, અને જીવવા સમાન કોઇ આશા નથી, માટે મરતા જીવને બચાવવો, એના સમાન કોઇ મોટુ દાન નથી દાન પાચ પ્રકારના છે અભયદાન, સુપાત્રદાન, અનુકપાદાન, ઉચિતદાન, અને કીર્તિદાન

મરતા પ્રાણીઓને બચાવવા તેને અભયદાન

કહે છે, સાધુ સાધ્વી વિગેરેને દાન આપવુ તેને સુપાત્ર દાન કહે છે, ભૂખ્યા મનુષ્યોને તથા દયા કરવા લાયક પ્રાણીઓને દયા બુદ્ધિથી જે કંઈ આપવુ તેને અનુકંપાદાન કહે છે, પોતાને ઘેર આવેલા પરોણા, બેન, સગા વહાલા તથા સબધીને ઉચિત અવસર જાણી આપવા લાયક જે આપવુ તેને ઉચિતદાન કહે છે ભાટ, યાચક, વા કોઇ પણ કાર્યમા મારી કીર્તિ થશે લોકોમા મારો જશ વધશે એવી બુદ્ધિથી જે દાન કરવુ તે કીર્તિદાન જાણવુ એ પચદાનમા અભય દાન સર્વથી મોટુ છે, અભયદાન એ ધર્મનુ મૂળ છે તુળશીદાસ કહે છે કે —

દયા ધર્મકા મૂલ હે, પાપ મૂલ અભિમાન
તુળશી દયા ન છડીએ, જબલગ ઘટમે પ્રાન

( ૧ ) દરેક પ્રાણીને મારતા પ્રથમ પોતાને ખરેખર હૃદયમા અરેકાર વિગેરેની લાગણી ઉત્પન્ન થાય છે, દયાની લાગણી પ્રથમ સર્વ જીવને ઉત્પન્ન થાય છે તેમ છતા આપણે તેને દાબી દેઇ પ્રાણીનો નાશ કરવા બૂરી લાગણી વાળા થઈએ છીયે

પ્રથમ તરવારથી પૈસાને માટે કોઇનુ ગળુ કાપવા પ્રયત્ન કરતા પ્રથમતો હૃદય આચકો ખાય છે હાથ એકદમ ઉપડતો નથી, એટલે સારી બુદ્ધિ બૂરૂ કામ કરતા વારે છે છતા તે બુદ્ધિને નહીં ગણુકારતા નિષ્ઠુર બનતા બૂરૂ કામ કરે છે હિસાની લાગણી થતા પોતાના આત્માનો હિસક પોતેજ બને છે અને પરનો હિસક પણ પોતે બને છે, કહ્યુ છે કે—

શ્લોક

यस्मात्सकपायःसन् हन्त्यात्मा प्रथममात्मनात्मानम्,
पश्चात्जायेतनवा, हिंसाप्राणयन्तराणात्.

આત્મા, કષાયો વડે યુક્ત થયો છતો પોતે પોતાનો ઘાત કરે છે પશ્ચાત્ અન્ય જીવોની હિસા થાઓ અગર ના થાઓ પણ હિસક થઈ ગયો પોતાનુ બૂરૂ કરનાર આત્મા પોતે છે પોતાનુ સારૂ કરનારો પણ આત્મા પોતે છે દરેક જીવોને ઉપકાર કરીએ, તેમને દુ ખની વખતે સહાય કરીએ તો શાતા વેદનીય કર્મ બધાય છે, માટે દરેક જીવોને

કરનારા પુરૂષોથી પણ રાગ દ્વેષ જીતાતા નથી કહ્યુ છે કે –

રાગ દ્વેષ કે ત્યાગ બિન, મુક્તિકો પદ નાહિ,
કોટી કોટી જપ તપ કરે, સબે અકારજ થાઇ

રાગ એ કઇ એવી વસ્તુ નથી કે હાથમા પકડી શકાય, રાગ કઈ આખે દેખાતો નથી આખુ જગત પ્રાય રાગ દ્વેષથી ભરપૂર છે, ક્ષણમા રાગ તો ક્ષણમા દ્વષ એમ રાગદ્વેષની ઘટમાળ દરેક પ્રાણીઓના મનમા વહેતી હોય છે, રાગ દ્વેષ થવાનુ મુખ્ય કારણ તો અજ્ઞાન છે, અજ્ઞાનપણાથી પર વસ્તુમા પોતાપણાની બુદ્ધિ થાય છે, અને અજ્ઞાનપણાથી પરમા દ્વેષ થાય છે અલબત્ત જ્ઞાનથી જોતા માલુમ પડશે કે, જે જે વસ્તુઓ ચક્ષુદ્વારા દેખાય છે તે સર્વ પુદ્ગલ ની માયા છે વર્ણ ગધરસ અને સ્પર્શથી બનેની દરેક વસ્તુઓ પૌદ્ગલિક છે કોઈ લીલી દેખાય છે, કોઇ પીળી દેખાય છે, કોઈ લાબી દેખાય છે, કોઈ પહોળી દેખાય છે, કોઇ વિચિત્ર આકારવાળી

દેખાય છે ઘર, હાટ, મીલ, મહેલ, સોનુ, રૂપુ, નાણુ, હીરા, એ સર્વ પુદ્ગલની માયા છે સ્ત્રી આદિના જે શરીર છે તે પણ પુદગલ છે જે જે આખથી દેખાય છે તે સર્વ અવસ્ય પુદગલ જાણવુ એ પુદ્ગલરૂપી છે, તો સડણ, પડણ, વિધ્વ સન સ્વભાવ વાળુ છે અને હુ તો જ્ઞાની આત્મા છુ પુદ્ગળથી ભિન્ન છુ, પુદ્ગળ મારી જાતિનુ દ્રવ્ય નથી અલબત્ત તે વિજાતીયદ્રવ્ય છે, હુ આત્મા સર્વને જાણી શકુ છુ, સુખને હુ જાણુ છુ પુદ્ગળ જાણી શકતુ નથી, પુદ્ગળ વિચિત્ર આકારરૂપે પરિણમે છે, અને હુ તો આત્મા જેવો છુ તેવોને તેવો છુ અનત કાલ ગયો પણુ મારૂ સ્વરૂપ બદલાયુ નહિ અને બદલાશે પણ નહીં, અખ ડ છુ એટલે આત્માને કોઇ પેદા કરનાર નથી, જ્ઞાન દર્શનચારિત્રમય હુ છુ, આહાર વસ્ર શરીર એ સર્વ પુદ્ગળ છે આ જીવે કર્મના યોગે અનતીવાર શરીરો ધારણ કર્યા પણ અ તે સર્વનો ત્યાગ કર્યો, કોઇ શરીર પોતાનુ થયુ નથી, દરેક ભવના માતા પિતાઓ, સ્ત્રી પુત્ર

કેટલા થયા હશે તેની ગણના થવી પણ મુશ્કેલ છે મોહના વશથી જીવ, પરવસ્તુને પોતાની માને છે પણ કોઇ વસ્તુ પોતાની નથી તો મારે કઇ વસ્તુ ઉપર રાગ કરવો જોઇએ ? ધુમાડાના જેમ બાચકા ભરાતા નથી તેમ આ અત્યક્ષ દેખાતી પૌદ્ગલિક વસ્તુ પોતાની કદી થનાર નથી, જીવ, પરવસ્તુમા રાગ કરે છે તે કેવળ અજ્ઞાનથીજ કરે છે સ્ત્રી ઉપર રાગ કરનાર પુરૂષે વિચારવુ જોઇએ કે સ્ત્રીનુ પ્રત્યક્ષ દેખાતુ શરીર પુદ્ગળ છે અને પુદ્ગળ તો જડ છે, ... કઇ સુખ નથી કોઇ કુતરૂ સ્મશાનમા ગયુ, ... હાડકુ પડયુ હતુ તે કરડવા લાગ્યુ કરડતા કરડતા પોતાની દાઢથી છુટતુ લોહી હાડકા સાથે મિશ્રિત થયું અને તે ચાટતા એમ વિચારે છે કે હુ હાડકામાથી લોહી ચુસુ છુ, હાડકામાથી લોહી ચુસનાર કુતરા ની પેઠે કામી જીવ, સ્ત્રીના શરીરની સાથે સયોગ થતા સુખ માને છે તે કેવળ ભ્રમ છે, જૂઠી કપના છે, માસ, લોહી, પરૂ, હાડકા, વીર્ય, મૂત્ર, વિષ્ઠાથી પરિપૂર્ણ સ્ત્રીના શરીરમા સુખની બુદ્ધિ કોણ ધારણ કરે ?

સ્રીના શરીરથી સુખ થતુ હોય તો મરેલી સ્રીના શ રીરથી પણ સુખ થવુ જોઇએ ? પણ તે તો થતુ નથી, માટે સ્રી ઉપર કામ રાગ ધારણ કરવો તે કેવળ અજ્ઞાનનુ મૂળ છે બાલ્યાવસ્થામા સ્રીનુ શરીર જૂદા પ્રકારનુ દેખાય છે, તેમજ યુવાન વયમા તથા વૃદ્ધા વસ્થામા પણ જૂદા પ્રકારનુ દેખાય છે, માટે સ્રી ઉપર જે રાગ થાય છે તે ક્ષણિક છે કારણ કે જુવાન અવસ્થામા સ્રીના ઉપર જે રાગ હોય છે તે રાગ, ઘરડી ડોશી કેવળ હાડકા માસની કોથળીવાળી થતા ઉતરી જાય છે તેથી આત્માર્થી પુરૂષોએ વિચારવાનુ કે કે પૌદ્ગલિક વસ્તુનો રાગ આત્માને હિતકારક નથી અનતકાળ ગયો, અનતકાળ જશે તોપણ સ્રીનુ શરીર કોઈ વખતે પોતાનુ થયુ નથી અને થનાર નથી, સ્રીના શરીરથી કોઇને સુખ થયુ નથી અને થનાર નથી તેમ સ્રીઓએ સમજવુ કે પુરૂષના શરીરથી કોઇ વખત સુખ થયુ નથી ને થનાર નથી, ફક્ત અજ્ઞાનથી મોહી લોક, સુખની બુદ્ધિ ધારણ કરે છે, તે ઝાંઝવાના નીરની પેઠે ખોટી જાણવી જડભૂત

શરીર એ શાતાવેદનીય કર્મ ભોગવવામા નિમિત્ત કારણ છે

આત્મિક સુખમા તે કારણભૂત નથી, પૌદ્ગલિક સુખ તો સધ્યા રાગ સમાન છે ક્ષણમા આવે છે અને ક્ષણમા જાય છે, તેમા સત્ય સુખની આશા બાધનાર જીવ ઠગાય છે, મોહપાસમા ફસાય છે અજ્ઞાનમા કૂટાય છે, અને તેવા જીવો ભ્રમમા ભરમાય છે કેટલાક રાજાઓ સ્ત્રીના રાગથી પરસ્પર લડાઈ કપાઈ મૂઆ કેટલાક સ્ત્રીના પ્રેમમા ને પ્રેમમા તેને પોતાની માની ઠગાઈ પરલોકે ગયા, સત્ય સુખનો આધાર આત્મા છે, માટે આત્માની અદર જે પુરૂષો સુખ શોધે છે, આત્મસુખ માટે જેઓ સદ્ગુરૂનો બોધ સાભળે છે, તેમને સત્ય સુખનો અનુભવ થાય છે ઘણા રાજાઓએ, ચક્રવર્તિઓએ, જ્ઞાનીઓએ સ્ત્રીના શરીર ઉપરથી સુખ બુદ્ધિ ટાળી આત્મિક સુખ પ્રાપ્ત કરવા ચારિત્ર માર્ગ ગ્રહણ કર્યો સ્ત્રીનુ શરીર જેવુ દુર્ગંધી છે તેવુ પુરૂષનુ શરીર દુર્ગંધી છે, બન્ને

પ્રકારના શરીરની અંદર રહેનાર આત્મા દરેક જુદો છે તે શરીરની અંદર કર્મના યોગે રહેલો છે પણ શરીર માટીની ઢેરી જેવુ છે, તેને ઢળી પડતા વાર લાગતી નથી પાણીની અંદર જેમ પરપોટો ઉત્પન્ન થાય છે, તે અવશ્ય નાશ પામે છે, તેમ શરીર ઉત્પન્ન થાય છે માટે તે અવશ્ય નાશ પામે છે દુનિયા અનાદિકાળથી છે, તેની અંદર મનુષ્યો પણ અનાદિકાળથી ઉત્પન્ન થાય છે અને મરે છે, કોઈનુ શરીર અમર રહ્યુ નથી અને રહેવાનુ નથી આ શરીરમા અજ્ઞાની જીવ પોતાપણાની બુદ્ધિથી રાગ કરે છે, તે પોતાનુ નથી તે તેની પુષ્ટિનેમાટે માસ દારૂ વિગેરેનુ ભક્ષણ કરી પાપના પોટલા ભરી આત્માને અંતે નરક ગતિમા નાખે છે, તે સારૂ નથી, શરીરમાદ્યં ખલુ ધર્મસાધનમ્ પ્રથમ શરીર ધર્મનુ કારણ છે આ કહેવત ભૂલવા જેવી નથી, તો પણ યાદ રાખવુ કે-મનુષ્ય શરીર ચિંતામણિ રત્ન કરતા પણ અધિક છે કલ્પવૃક્ષ કરતા પણ અધિક

ગતિ પામ્યા જે જે પરમ વૈરાગી પુરૂષો છે, તે શરીર ઉપર રાગ ધારણ કરતા નથી, અર્થાત્ તેને પોતાનુ માનતા નથી, પણ શરીરનુ સરક્ષણ કરી ધર્મ ધ્યાન કરવુ એ ભૂલવા જેવુ નથી, ઘણા ધર્મ ગાડુઓ શરીરને પચાગ્નિથી તપાવે છે, કેટલાક ધર્મગડુઓ કાશીમા કરવત મૂકાવે છે, તે અયોગ્ય છે, શરીરનો સારા માર્ગે ઉપયોગ કરવો જોઈએ અતે તો મરણ સમયે સર્વજીવો શરીરનો ત્યાગ કરે છે માટે શરીરનુ તથા શરીરબળનુ કોઈએ અભિમાન કરવુ નહીં, બાળલગ્નથી શરીર ખરાબ થાય છે ગાજો બીડીપીવાથી શરીર ખરાબ થાય છે વ્યભિચાર વગેરે કર્મ કરવાથી ધાતુનો નાશ થાય છે, અને ક્ષયરોગ વિગેરે ઉત્પન્ન થાય છે, માટે આવા ખરાબ કૃત્યોથી શરીરને બચાવવુ, શરીર વિના દુનિયામા કોઇ પણ મનુષ્યે સારા કૃત્ય કર્યા નથી અને કોઇ શરીર વિના કરનાર પણ નથી, પરોપકારી કૃત્ય, શરીરથી થઇ શકે છે, શ્રી તીર્થંકર ભગવાન્ દેશના દે છે તે શરીર નહોય તો શી રીતે બને ?ગામો ગામ વિચરવાનુ શરીર ન હોય તો શી રીતે બને ?

શરીર ના હોય તો વિદ્યાભ્યાસ, પૂજા, દાન, જપ વિગેરે બની શકે નહીં, ધર્માર્થી જીવોએ શરીરની સરક્ષા કરવી આથી એમ કહેવાનુ નથી કે, મનમા ફાવે તેમ ફરવુ, આખો દિવસ ખાધાપીધા કરવુ ભક્ષ્યાભક્ષ્ય ગમે તે ખાવુ, એમ કહેવાનો હેતુ નથી પણ શરીરને વશમા રાખો, શરીરથી વ્યભિચાર એટલે પરકીય સ્ત્રી ભોગવવી નહીં, કારણ કે તેથી ધાતુનો ક્ષય થતા શરીરનો નાશ થશે નિયમસર અનવર આહારથી શરીરનુ પોષણ કરવુ, ઘણુ ખાવાથી શરીરમા અનેક પ્રકારના રોગ થાય છે, તાવ, કોલેરા વિગેરે રોગો અનિયમિત ખાવાથી થાય છે "શરીરે સુખી તો સુખી સર્વ વાતે શરીરે દુખી તો દુખી છે સદાતે" પ્રથમ મનુષ્ય શરીરે સુખી હોય તો સર્વ વાતે સુખી જાણવો. લક્ષ્મી ઘણી હોય, કુલીન હોય, પુત્ર ઘણા હોય પણ શરીરે રોગી હોય તો સદાનો દુખીજ જાણવો ! જે દેશના મનુષ્યો શરીરે મજબૂત છે અને બળવાન્ છે તે દેશના લોકો સ્વતત્ર હોય છે, મોટી ઉમરે પુરૂષોને

પરણવુ એ પણ શરીર ત્ર રક્ષાનુ કારણ છે જાપાન, ઈગ્લાડ, રૂશિયા, કાબુલ વિગેરેના લોકો મોટી ઉમરે પરણે છે તો તેના શરીર બળવાન્ હોય છે અને તેઓ સ્વત ત્ર રહી બીજા દેશો ઉપર રાજ્ય ચલાવે છે હિદુસ્થાન દેશમા બાળલગ્નનો રીવાજ છે તેથી લોકો શરીરે નબળા થઈ ગયા છે જે લોકો શરીરે મજ બૂત અને બળવાન્ છે તે લોકોના વિચાર દૃઢ અને કાર્યમા આગ્રહી રહી દરેક ધારેલુ કાર્ય પાર પાડી શકે છે, તે દૃતરાની પેઠે ભાગી જતા નથી, પચ્ચીશ વર્ષનો પુરૂષ અને ૧૬ વર્ષની કન્યાને કુમારપાળ રાજાના રાસમા લગ્ન કરવાનો અધિકાર કહ્યો છે, પણ હાલ તેમ ન થઇ શકે તોપણુ જેમ બને તેમ મોટી ઉમરે પરણાવવા, હિદુસ્થાન દેશમા પ્રથમ બાળલગ્ન નહોતા તેથી લોકો શરીરે બળવાન્ હતા, અને જે જે વિષય હાથમા લેતા તે તે વિષય પાર પાડતા, જે લોકો શરીરે નબળા હોય છે તે પરસ્પર એક બીજાની નિદા કરે છે અને તે લોકોમા કુસપ કપટ વધારે હોય છે કુસપી અને કપટી મનુષ્યો

પરતંત્ર રહે છે' તેમનું રાજ થતું નથી શૂરા અને બળવાન્ મનુષ્યોને નિંદા કરવાનું ગમતું નથી, તેના મનમા તો જે વિચાર થાય છે તેજ પ્રમાણે તે વર્તે છે તે ભય કે લજ્જાને ગણતા નથી, ધર્મ પણ શૂરા બહાદૂર ક્ષાત્રય લોકોનો છે, જૈન ધર્મમા એવું નથી કહ્યુ કે, તમો નબળા પડી જાઓ, શરીર સુકવી નાખો, ને રાજ્ય કરવુ નહીં જેણે જૈનધર્મના તત્ત્વ યથાસ્થિત જાણ્યા છે તે જૈનધર્મને બરાબર માન આપશે જૈન ધર્મથી રાજ્યનુ બંધારણ મજબૂત થાય છે જ્યારે જૈન ધર્મી રાજાઓ હતા, ત્યારે પ્રજા વિદ્યા, ધન અને શરીરથી સુખી હતી હાલ તે પ્રમાણે નથી, તેથી હિંદુસ્થાનની પ્રજા પરતંત્ર છે, શરીરે

બળવાન્ હોય છે અને કેટલાક શીરાપૂરી ખાય છે
તોપણ શરીરે બળવાન્ હોતા નથી, માટે એકાત
નિશ્ચય કરવો નહીં, નિયમિત ખાવુ ને પીવું, એ શરીરે
નિરોગી રહેવાનુ મુખ્ય લક્ષણ છે હવે આપણે આપણા
વિષય ઉપર વળીએ, શરીર અતે પોતાનુ થવાનુ
નથી ભાડાના ઘર સમાન શરીર છે અને તે પુદ્ગલ
છે, તેનાથી આત્મા ભિન્ન છે માટે શરીર ઉપર થતી
રાગની બુદ્ધિ છે તે જ્ઞાનથી નાશ પામે છે કેટલાકના
શરીર કબરમા દટાણા, કેટલાકના મસાણમા બળી
ખાખ થઇ ગયા અને ખાખ, માટી રૂપે થઇ લોકોને
ઘર બાધવાના કામમા વપરાણી, જે શરીરે એવ
બળવાન્ હતા કે પૃથ્વીનુ છત્ર કરે તેવા પણ શરી
મૂકી ચાલ્યા ગયા બાલ્યાવસ્થા, યુવાવસ્થા અ
વૃદ્ધાવસ્થા એમ શરીરની ત્રણ અવસ્થાઓ છે
બાલ્યાવસ્થામા ધર્મના કઇ કૃત્ય થઇ શકતા નથી
યુવાવસ્થામાં ધર્મ કૃત્ય થઇ શકે છે, અને વૃદ્ધા
વસ્થામા શરીરથી ધર્મના કૃત્ય થઇ શકતા નથી
માટે મનુષ્ય શરીર પામીને ગફલતમા આયુષ્ય ન

પરતંત્ર રહે છે' તેમનું રાજ થતું નથી શૂરા અને બળવાન્ મનુષ્યોને નિંદા કરવાનું ગમતું નથી, તેના મનમાં તો જે વિચાર થાય છે તેજ પ્રમાણે તે વર્તે છે તે ભય કે લજ્જાને ગણતા નથી, ધર્મ પણ શૂરા બહાદૂર ક્ષાત્રય લોકોનો છે, જૈન ધર્મમાં એવું નથી કહ્યું કે, તમો નબળા પડી જાઓ, શરીર સુકવી નાખો, ને રાજ્ય કરવું નહીં જેણે જૈનધર્મના તત્ત્વ યથાસ્થિત જાણ્યા છે તે જૈનધર્મને બરાબર માન આપશે જૈન ધર્મથી રાજ્યનું બંધારણ મજબૂત થાય છે જ્યારે જૈન ધર્મી રાજાઓ હતા, ત્યારે પ્રજા વિદ્યા, ધન અને શરીરથી સુખી હતી હાલ તે પ્રમાણે નથી, તેથી હિંદુસ્થાનની પ્રજા પરતંત્ર છે, શરીરે બળવાન્ થવું એ પણ પુણ્યથી બનાય છે પૂર્વભવમાં પુણ્ય કર્યાં હોય તો શરીરે નિરોગીપણું રહે છે કેટલાક મનુષ્યો શરીરે બળવાન્ થવાનેવાસ્તે કોડલીવર ઓઈલ, માંસ વિગેરે પદાર્થોનું ભક્ષણ કરે છે, પણ તેથી બળવાન્ થઈ શકાતું નથી, કેટલાક ભીલ વિગેરે લોકો, સુકો રોટલો ખાય છે તો પણ શરીરે

આત્મહત્યારો થાય છે, અને સચ્ચિદાનંદ આત્મા હુ છુ, શરીરથી ભિન્ન છુ એવી બુદ્ધિથી ઘણુ પુણ્ય થાય છે તે ગણી શકાતુ નથી માટે શરીરમા છતા હુ શરીરથી ભિન્ન છુ એવી ભાવનાથી વર્ત નાર પ્રાણી સ સારમા કર્મથી લેપાતો નથી ધનના ઉપર પણ પ્રાણીયોને વિભાવિક દશાથીજ સહેજે રાગ ઉત્પન્ન થાય છે સોનુ, રૂપુ, રત્ન, મોતી, પરવાળા ધાન્ય ખેત્ર રાજ્ય વિગેરે ધન કહેવાય છે તેના ઉપર અજ્ઞાનપણાથી રાગ ઉત્પન્ન થાય છે અલબત્ત તે વસ્તુઓ કોઇ વખત પોતાની થઇ નથી અને થવાની નથી સોનુ રૂપુ એ પૃથ્વી જાતિ છે, જડ છે, પુદ્દગલ છે, વર્ણ, ગ ધ, રસ, સ્પર્શમય છે રૂપી છે, સોનુ રૂપુ, રત્ન વિગેરેનો ગ્રહણ કરનાર ચાલ્યા જાય છે પણ તે ધન કોઇની સાથે જતુ નથી, જડધનને માટે લાખો મનુષ્યો, રાજાઓ પરસ્પર લડી મરે છે, જડધનને પોતાનુ કરવા ધારે છે પણ તે કદિ પોતાનુ થતુ નથી સત્ય ધન એ નથી જડધનમા સુખની બુદ્ધિ ધારણ કરવી એ જડ અજ્ઞાની જીવોનુ કામ

તીત કરવુ નહીં, શરીરસપત્તિ પામી ધર્મ સાધન કરી લેવુ, આત્માને લાગેલા કર્મનો નાશ કરવો, આત્માનુ અને પરમાત્માનુ સ્વરૂપ સમજવુ સત્ય શાસ્ત્રનો અભ્યાસ કરવો, ગુરૂનુ વૈયાવચ્ચ કરવુ, માતપિતાની ભકિત કરવી, ધ્યાન કરવુ, ભવ્યજીવોને ઉપદેશ આપવો એ શરીર પામ્યાનુ સાર્થકપણુ છે પાપના માર્ગે શરીરને દોરવુ નહીં, એ ઉત્તમજનોનુ પરમ કર્તવ્ય છે શરીરને પોતાનુ માનવુ નહીં, એ મૂળ સિદ્ધાત છે તે વિષે અન્યમતાવલબી પચી કરણમા કહ્યુ છે કે—

## શ્લોક

देहात्मबुद्धिज पाप, न तद् गोवधकोटिभि
आत्माऽहबुद्धिजपुएय, नभूतनभविष्यति ॥१॥

દેહાત્મબુદ્ધિજ એટલે હુ દેહ છુ એમ માનવાથી જે પાપ થયુ તે કરોડો ગાયો મરવાથી જે પાપ થાય છે તેનાથી વધારે છે દેહાભિમાનીને સર્વ દોષ ઉત્પન થાય છે, અને તે પાપી થાય છે, તથા

કર્માનુસારે ધનની પ્રાપ્તિનો લાભ થાય છે આશાથી અને તૃષ્ણાથી પ્રેરાએલો ધનનો રાગીજીવ, લોભરૂપ સમુદ્રમા બૂડે છે, બાહ્ય ધનરાગ નાશ પામ્યા વિના અંતરધનરાગ થતો નથી વળી વિશેષ એજ છે કે—આત્માના અનંતગુણોનો રાગ થતા સ્વાભાવિક રીતે સોનારૂપા રૂપી બાહ્ય ધનથી રાગ ઉતરી જશે શ્રી ચોવીશ તીર્થંકરોએ બાહ્ય ધનને તૃણવત્ ગણી અંતરધન સત્ય ગણી દીક્ષા લેઈ વન વગડામા ને ગુફાઓમા ભટકી આત્માનુ ધ્યાન કરી કેવલજ્ઞાન કેવળદર્શનરૂપલક્ષ્મી સંપાદન કરી જંબુસ્વામીએ આઠકોટિ સોનૈયા ધન તથા આઠસ્ત્રીઓનો ત્યાગ કરી ચારિત્ર લક્ષ્મીનો આદર કર્યો. બાહ્ય ધનથી જન્મ, જરા મરણની પરંપરા વધે છે, ત્યારે અંતરધનની પ્રાપ્તિથી જન્મ જરા મરણની પરંપરા નાશ પામેછે ત્યારે સમજવાનુ કે—પુદ્ગળ દ્રવ્યને ધન માની આત્મા ઠગાય છે, અને મોહપાશમા ફસાય છે, યોગીઓ બાહ્ય ધનની સ્પૃહા રાખતા નથી આત્માના ગુણો મેળવવા પ્રયત્ન કરવો એ શ્રેષ્ઠ

પુરૂષોનુ કર્ત્તવ્ય છે, બાહ્ય લક્ષ્મી કોઇની પાસે એક સરખી સદાકાળ રહી નથી અને રહેવાની નથી, એ સિદ્ધ વાત છે બાહ્યધનની મોટાઇ કોઇની સદાકાળ રહી નથી અને રહેવાની નથી બાહ્ય ધન ખોટુ છે ઝાંઝવાના પાણીથકી જો તૃષા શાંતિ પામે તો આ દેખાતા ધનથકી આશા, તૃષ્ણા, અને ચિંતાની શાંતિ થાય કેટલાક તો ધન પામીને કંજુસાઇ કરે છે અને ચમડી તુટે પણ દમડી ના છૂટે જેવી વર્તણુક આદરે છે, એ બહિરાત્મીજીવોનુ લક્ષણ છે અલબત્ત સમજવાનુ કે—ધન પોતાનું નથી તો કેમ તેને સાગ માર્ગે ખર્ચવુ નહી? કંજુસ પુરૂષો એમ સમજે છે કે—ધન મારી સાથેજ આવશે -પણ કદી સાથે આવતુ નથી એમ કહેવાનુ નથી કે ગ્રહસ્થ લોકોએ ધનનો ત્યાગ કરવો વા નિર્ધન રહેવુ પરંતુ ફક્ત ધનનો રાગ ત્યાગ કરવો એટલે આ બાહ્ય ધન મારૂ નથી એવા પરિણામ રાખવાથી રાગદ્વેષના પરિણામે બંધ છે, ધનના ઉપર રાગનો

પરિણામ થતા કર્મ બધ છે માટે ભવ્યાત્માઓએ ધનના ઉપર રાગનો પરિણામ કરવો નહીં

વળી આત્માર્થીજીવોએ પુત્રાદિક ઉપર પણ રાગદશા રાખવી નહીં કારણ કે પ્રથમ પુત્રાદિક ઉપર રાગ થતા પોતાનો આત્મા, ાગપરિણામેકરી કર્મવડે બધાય છે પુત્રાદિકનુ શરીર છે તે જડ છે, અને તેની અદર આત્મા રહે છે તે આત્મા કઈ પોતાનો પુત્ર નથી, તેમજ શરીર પણ પોતાના પુત્ર તરીકે નથી, વ્યવહારે પુત્રહોય એમ માનવામા આવે છે, જેને પુત્ર તરીકે માનવા આવે છે તે જીવ કોઈ પિતા તરીકે હશે, કારણ કે સસારમા ભમતા આ જીવોની સાથે પિતા પુત્રાદિકના અનતસબધ ધારણ કર્યા પણ બાજીગરની બાજી પેઠે સર્વ સબધ જૂઠા જાણવા કોઇની સાથે કોઇ આવનાર નથી, સબધે સર્વ જીવો ભેગા થાય છે, અને વળી વિખૂટા પણ પડે છે દુનિયામા સૌ સ્વાર્થનુ સગુ છે માટે કોઈને પોતાનુ માનવુ નહીં સસારની વિચિત્રતા છે તે પ્રત્યક્ષ

જોવામા આવે છે, પુત્રપુત્રી ઉપરનો રાગ ક્ષણિક છે જે પુત્ર ઉપર રાગ થાય છે તે પુત્ર ઉપર કોઈ વખતે દ્વેષ પણ થાય છે, જે સ્ત્રી ઉપર એક વખત રાગ થાય છે તે ઉપર કોઈ વખતે દ્વેષ પણ થાય છે જ્યા રાગ થાય છે ત્યા દ્વેષ થાય છે, અને જ્યા પ્રીતિ ત્યા ભીતિ રહી છે ભોજન આદિ ઉપર પણ રાગની બુદ્ધિ ધારણ કરવી નહીં દુધપાક ઉપર રાગ હોય છે તે દુધપાકનુ ભોજન કંઠ પર્યંત પરિપૂર્ણ જમતા પશ્ચાત્ કોઈ શીરો, લાડુ લાવીને આપે તો તે શીરા લાડુ ઉપર અરૂચિ થાય છે અલબત્ત તે વસ્તુઓ ઉપર થનારો રાગ ક્ષણિક છે પોતાના આત્માથી ભિન્ન વસ્તુઓમા કેમ રાગની બુદ્ધિ ધારણ કરવી? હે આત્મા! તુ પોતાના સ્વરૂપ મા રાગ ધારણ કર વા સદ્ગુરૂ મહારાજ ઉપર રાગ ધારણ કર કે જેથી અંતે વીતરાગ થઈશ પ્રભુ પૂજા, તપ, જપ, વ્યાખ્યાન શ્રવણમા રાગને ધારણ કર કે જેથી અંતે ત્યા કરેલો રાગ નષ્ટ થશે અને સ્વહિત થશે, મનને એકદમ રાગ રહિત કરવુ મુશ્કેલ છે, પણ યુક્તિ પ્રયુક્તિથી રાગદશા દૂર

પરિણામ થતા કર્મ બધ છે માટે ભવ્યાત્માઓએ ધનના ઉપર રાગનો પરિણામ કરવો નહીં

વળી આત્માર્થીજીવોએ પુત્રાદિક ઉપર પણ રાગદશા રાખવી નહીં કારણ કે પ્રથમ પુત્રાદિક ઉપર રાગ થતા પોતાનો આત્મા, રાગપરિણામેકરી કર્મવડે બધાય છે પુત્રાદિકનુ શરીર છે તે જડ છે, અને તેની અદર આત્મા રહે છે તે આત્મા કઈ પોતાનો પુત્ર નથી, તેમજ શરીર પણ પોતાના પુત્ર તરીકે નથી, વ્યવહારે પુત્ર હોય એમ માનવામા આવે છે, જેને પુત્ર તરીકે માનવા આવે છે તે જીવ કોઈ પિતા તરીકે હશે, કારણ કે સસારમા ભ્રમતા આ જીવોની સાથે પિતા પુત્રાદિકના અનતસબધ ધારણ કર્યા પણ બાજીગરની બાજી પેઠે સર્વ સબધ જૂઠા જાણવા કોઇની સાથે કોઇ આવનાર નથી, સબધે સર્વ જીવો ભેગા થાય છે, અને વળી વિખૂટા પણ પડે છે દુનિયામા સૌ સ્વાર્થનુ સગુ છે માટે કોઈને પોતાનુ માનવુ નહીં સસારની વિચિત્રતા છે તે પ્રત્યક્ષ

મૃત્યુ થાય છે, દ્વેષી માણુસ ચ ડાલના કરતા પણ અપવિત્ર છે દ્વેષી માણુસ હિતાહિત જોઈ શકતો નથી દ્વેષી માણુસ હિતકર વચન સાભળી શકતો નથી દ્વેષી સદા ચિ તાતુર રહે છે, અને તેને સુખે કરી નિદ્રા પણ આવતી નથી દ્વેષી પુરૂષનુ ડહાપણુ ધૂળમા દટાય છે દ્વેષી પુરૂષ, ગુણી પુરૂષોના પણ અવગુણુ ગાય છે અને દ્વેષી માણુસ જીવની હિ સા કરતા ડરતો નથી, દ્વેષી, બીજાનુ સારૂ ઇચ્છી શકતો નથી શ્રીપાળ રાજાનો દ્વેષ કરનાર ધવલશેઠ દ્વેષથી ઝૂરી ઝૂરીને પોતાના દિવસ ગાળવા લાગ્યો, અતે રાત્રીના સમયમા શ્રીપાળ રાજાને મારવા જતા નીસ રણીથી પગ ખસતા પડી મરણુ પામી નરક ગતિમા ગયો દ્વેષનુ એવુ ફળ છે જેણે સમારાદિત્ય કેવળી ચરિત્ર વાચ્યુ હશે તેને માલુમ હશે કે દ્વેષ કરવાથી અગ્નિશર્માની ભવોભવમા બૂરી અવસ્થા થઇ માટે આત્માર્થી જીવ, કોઇના ઉપર દ્વેષ કરતો નથી દ્વેષથી કોઇનુ સારૂ થયુ નથી અને થનાર નથી, દ્વેષ બળતા

કરવી પ્રથમ પાપના સ્થાનકોમા થતો રાગ નિવાર વાને માટે ધર્મના કાર્યોમા મન જોડવુ, એટલે ધર્મનો રાગ થશે, અને સ્વસ્વભાવે રમતા રાગ પોતાની મેળે નષ્ટ થશે, અને આત્મા વીતરાગ પદ પામશે

દ્વેષ—પારકાનુ ખોટુ કરવુ, પારકાને ખરાબ કરવાની જે લાગણી તેને દ્વેષ કહે છે જગતમા દ્વેષ નુ જોર પ્રબળ છે જે દેશમા દ્વેષનુ જોર વધારે હોય છે તે દેશના બાર વાગે છે પડિત પડિતને, શોકય શોકયને અને વેપારી વેપારીને, સતી વેશ્યાને, અને સાધુ સાધુને પરસ્પર દ્વેષ રહ્યા કરે છે દ્વેષથી પ્રથમ તો પોતાના આત્માનો નાશ થાય છે અને પશ્ચાત બીજાના આત્માનો પણ દ્વેષથી નાશ થઈ શકે છે દ્વેષથી ધારેલુ કાર્ય સિદ્ધ થતુ નથી અનેક કારણોથી બીજાઓ પ્રતિ દ્વેષ ઉત્પન્ન થાય છે દ્વેષી માણસને સુખેકરી ઉંઘ આવતી નથી દ્વેષથી બળવા૧ પણ નિર્બળ બને છે દ્વેષ એ વિષથી પણ ખરાબ છે, કારણ કે વિષ તો એકવાર મૃત્યુ પમાડે છે અને દ્વેષથી પુન પુન

અવસ્થા ધારણ કરે છે, અને નામકર્મના નાશથી અરુપીપણુ પામે છે

૭ ગોત્ર કર્મ—બે પ્રકારનું છે એક ઉચ્ચ ગોત્ર ૨ બીજુ નીચગોત્ર એ બે પ્રકારે છે ગોત્રકર્મના નાશથી અગુરુ લઘુગુણુ ઉત્પન્ન થાય છે

૮ અતરાયકર્મ—દાનાતરાય, લાભાતરાય, ભોગાંતરાય, ઉપભોગાતરાય અને વીર્યાતરાય, એ પચ પ્રકારનુ અતરાયકર્મ છે એ પાચ પ્રકારના અતરાય કર્મના ક્ષય થવાથી અનતદાન, અનતલાભ અનતભોગ, અનત ઉપભોગ, અનત વીર્ય એ પ્રકારની આત્માની શક્તિ જાગે છે

## नरकगतिआयुष्य बाधवाना हेतुओ

અવિરતિ પરિણામી, અનતાનુબધી કષાયને ઉદયે પચેદ્રિયજીવની હત્યા નિશકપણે કરતો, મદ્યમાસાદિ સાતકુવ્યસન સેવતો, વિશ્વાસદ્રોહી, મિત્રદ્રોહાદિક મહાપાપ આચરતો, કૃષ્ણ લેશ્યાદિક

અગ્નિ સમાન છે દ્વેષ એ આત્માનો શત્રુ છે માટે ભવ્યજીવોએ કોઈની ઉપર લેશમાત્ર પણ દ્વેષ કરવો નહીં, રાગ દ્વેષનો ક્ષય થતા સમભાવની ઉત્પત્તિ થશે, અને ત્યારે આત્મા નિમળ થશે સસારમા કોઈ વિરલાજીવો રાગદ્વેષનો ક્ષય કરી શકશે બાહ્ય શત્રુ જીતનાર તો ઘણા છે, પણ અતર્ શત્રુ જીતનાર ભાગ્યેજ કોઇક હશે! મોહનીય કર્મનો સર્વથા ક્ષય થવાથી ક્ષાયિક સમકિતની ઉત્પત્તિ થશે ઘણા જીવો મોહનીય કર્મનો ક્ષય કરી ક્ષાયિકચારિત્ર પામ્યા અને ઘણા પામશે

૫ આયુષ્યકર્મ—આયુષ્યકર્મના ચારભેદ છે ૧ દેવગતિ આયુષ્ય ૨ મનુષ્ય આયુષ્ય ૩ તિર્યચ આયુષ્ય ૪ નરકાયુષ્ય, પુણ્ય કર્મ કરવાથી દેવતાની ગતિનુ આયુષ્ય તેમજ મનુષ્ય ગતિનુ આયુષ્ય બધાય છે અને અશુભ કર્મ કરવાથી તિર્યચ ગતિ આયુષ્ય અને નરકગતિ આયુષ્ય બધાય છે

૬ નામકર્મ—નામકર્મથી, આત્મા રૂપ

અવસ્થા ધારણ કરે છે, અને નામકર્મના નાશથી અરુપીપણુ પામે છે

૭ ગોત્ર કર્મ—એ પ્રકારનું છે એક ઉચ્ચ ગોત્ર ૨ બીજુ નીચગોત્ર એ બે પ્રકારે છે ગોત્રકર્મના નાશથી અગુરુ લઘુગુણ ઉત્પન્ન થાય છે

૮ અ તરાયકર્મ—દાનાતરાય, લાભાતરાય, ભોગાતરાય, ઉપભોગાતરાય અને વીર્યાતરાય, એ પચ પ્રકારનુ અ તરાયકર્મ છે એ પાચ પ્રકારના અ તરાય કર્મનો ક્ષય થવાથી અનતદાન, અનતલાભ અનતભોગ, અનત ઉપભોગ, અનત વીર્ય એ પ્રકારની આત્માની શક્તિ જાગે છે

## नरकगतिआयुष्य बाधवाना हेतुओ.

અવિરતિ પરિણામી, અનતાનુબધી કષાયને ઉદયે પચેદ્રિયજીવની હત્યા નિ શકપણે કરતો. મદ્યમાસાદિ સાતકુવ્યસન સેવતો, વિશ્વાસદ્રોહી, મિત્રદ્રોહાદિક મહાપાપ આચરતો, કૃષ્ણ લેશ્યાદિક

त्रण लेश्याए वर्ततो, जीव अशुभ परिणामेकरी नरकनु आयुष्य बांधे छे

## तिर्यंचना आयुष्य बंधहेतुओ

गुढ हृदयनो धणी, मूर्ख, धूर्त, मिथ्यात्वादि शल्य सहित होय ते जीव तिर्यंचनु आयुष्य बांधे छे

## मनुष्यना आयुष्यबंधहेतु

स्वभावे अ पकषायिजीव होय अने स्वभावे दान देवानी रुचि तीव्र होय, क्षमा, आर्जव, मार्दव, सत्य शौचादिक मध्यम गुणने धारण करतो जीव, मनुष्यनु आयुष्य बांधे छे

क्षमादिक गुणने आराधन करनार अविरति सम्यग्द्रष्टि, तपस्वी, अभिमान रहितजीव, देव गतिनु आयुष्य बांधे छे, ज्ञान दर्शन चारित्रनु स्वरूप यथायोग्य प्रकाशनार, गुणीने निंदे नही, जातिमद, कुलमद, बळमद, रूपमद, श्रुतमद, ऐश्वर्य मद, लाभमद, तपोमद, ए आठमद रहित जीव, जीनवचन अनुसरतो उच्च गोत्र कर्म बांधे छे, अने एथी विपरीतगुणवाळो एटले अहंकारी, देवी

અવિનયી, ગુરૂનો દ્વેષી, નીચગોત્રકર્મ બાધે છે પ્રભુ પૂજા, જ્ઞાન ધ્યાનમા વિઘ્ન કરનાર, હિંસા, અસત્ય, ચોરી આદિ કર્મમા તત્પર અંતરાય કર્મને બાધે છે અત્ર કર્મની લેશથી વ્યાખ્યા દેખાડી છે વિશેષ જાણવાની ઇચ્છાવાળા ભવ્ય પ્રાણીઓએ કર્મગ્રંથ આદિ ગ્રંથોનો અભ્યાસ કરવો કર્મનો નાશ કરવો એ કંઈ વાદવિવાદથી બનતુ નથી, કિંતુ આત્માનુ ધ્યાન કરી સમભાવે રહેવાથી કર્મનો નાશ થાય છે અનંત ચોવીશીના અનંત તીર્થંકરોએ કર્મનો નાશ કરી શિવસંપદા પ્રાપ્ત કરી, ન્યાય નીતિથી પ્રવર્તનાર, સમભાવે જગત્ પ્રેક્ષક, ક્ષમાને ધારણ કરનાર જીવ, કર્મનો નાશ કરે છે કર્મનુ સ્વરૂપ જાણ્યા છતા પણ જો તેના નાશ માટે પ્રયત્ન કરવામા આવે નહાતો કર્મનો નાશ થતો નથી મારૂ કર્મ નાશ થાઓ, એમ બોલવા માત્રથી કંઈ કર્મ નાશ થતા નથી, ગુણ વિનાનો ઘટાટોપ કંઇ આત્માના હિતભણી થતો નથી કર્મગ્રંથ મુખે કર્યો અને કર્મની પ્રકૃતિયો હરરોજ ભણી ગયા, પણ કર્મનો નાશ થાય એવા

વ્યવહારમા ઉપયોગી છે, પણ તેથી મુક્તિપદ પમાતુ નથી ગુરૂગમ વિના જ્ઞાન થતુ નથી અને જ્ઞાન છે તે ગુરૂ મહારાજની શ્રદ્ધા વિના થતુ નથી, ગુરૂ મહારાજની એકસરખી ભક્તિપૂર્વક શ્રદ્ધા રહેવી કઠીન છે, સાગોપાગ જ્ઞાનની પ્રાપ્તિ થવી દુર્લભ છે દૃષ્ટિરાગે સપ્રતિ કળિકાળમા ધર્મની માન્યતા જીવો, અધ શ્રદ્ધાથી માની રહ્યા છે પચસમવાયીકારણ મધ્યે ભવ્ય જીવ, કર્માષ્ટકનો નાશ કરી મુક્તિપદ મેળવે છે પ માત્મપદના અભિલાષીજીનોએ, પ્રથમ સદ્ગુરૂની સ ગતિ કરવી તેથી સર્વશકાનો નાશ થતા ધર્મની શ્રદ્ધા થશે, અને પોતે પરમાત્મસ્વરૂપ થશે

ઇત્યેવશ્રી શાતિ શાતિ શાતિ ૐ અર્હમ

લેખક —આચાર્યશ્રી બુદ્ધિસાગર સૂરિ



## ૐ સોઽહ

કેશરીયા ધુલેવાગઢ ૧૯૬૨ પોષ વદિ ૧૦

૧ જો તમે તમારૂ જીવન સન્માર્ગે ગાળવા ઇચ્છા રાખતા હો તો નીચેની બીના વાચો-વિચારો.

૨ જો તમે જગત ઉદ્ધાર કરવા ઇચ્છતા હોવ તો નીચેની બીના અમલમા લાવો

૩ જો તમને નીચેનો વિષય રૂચે તો-તમો વાણી દ્વારા ફેલાવો!! ધનવાન્ હો તો ધનથી મદદકરો, ખરૂ કહુ છુ તેથી તમારા આત્માનો ઉદ્ધાર થશે

૪ હુ તમને મ્હારૂ પોતાનુ કઇ જણાવતો નથી, પણ તમારા આત્માનુ કર્તવ્ય તમારી આગળ ધરૂ છુ તેમા મારૂ કઇ નથી

૫ જે હુ લખુ છુ, તે તમો વાચશો તો તમાન્અ તરના સત્ય વિચારો છે, એવો વિશ્વાસ લાવશો

૬ કોઇનો ઘાત કરતા પ્રથમ તમારૂ અ ત કરણ ના પાડે છે, અને પાછા હઠાવે છે એજ તમારા

૧૯ સમયને જાણ્યાવિના અન્યપ્રતિ તારૂ એ લવુ નિષ્ફળ સમજજે

૨૦ તુ તારૂ કરાને પશ્ચાત્ બીજાનુ ભલુ કરજે—હો! તુ પોતે સારો થયો તો સર્વજગત સારૂ થશે

૨૧ તારી મતિ પ્રમાણે તારી અહર્નિશ શી ગતિ થાય છે તે માટે તુ શુ કરી રહ્યો છુ તેસબધી લાભાલાભ વિચારતો રહેજે

૨૨ હે મુસાફર! જે માટે તારો જન્મ છે, જે કર્તવ્ય કરવાના છે તેમા પાછી પાની કરીશ નહીં

૨૩ અધ માણસ દિવસે અને રાત્રીએ દેખતો નથી, દિવસે ઘૂવડ પક્ષી દેખતુ નથી, રાત્રીએ કાગડાઓ દેખતા નથી, પણ કામીજન તો રાત્રીમા અને દિવસમા પણ દેખતો નથી

૨૪ તુ તારા કર્તવ્યમા સાવધાન રહેજે, સહનશીલતા રાખજે, ક્રોધ કરીશ નહિ, તારૂ ભલુ સર્વ ઇદ્રિયો વશ રાખવાથી છે

૨૫ વાણીથી વિચારી બોલજે, ત્રણ આગળની જીભ લવલવ અને લપલપ કરે છે, તેને વારજે

૨૬ સત્સમાગમને મોટુ તીર્થ સમજજે

૨૭ પાખંડી, નાસ્તિક ઉપદેશકોનો ઉપદેશ સાભળવા કદી મન લલચાવીશ નહીં, કારણકે તે મનો ઉપદેશ વિષ મિશ્રિત દૂધના જેવો હોય છે

૨૮ જે કાર્યમા તારી મતિ પહોચે નહીં તેમા ઉત્તમ પુરૂષોની સલાહ લેજે

૨૯ ક્રોધી બની કોઈ વિષયનો નિર્ણય કરીશ નહીં

૩૦ કીર્તિ માટે ઉત્તમ કાર્યો કરીશ નહીં, પર આત્મપ્રાપ્તિ વિના ખીજી કીર્તિથી કંઇ વળવાનુ નથી

૩૧ દુનિયામા વૈર, ઝેર જીવતા સુધી છે, માટે હવે તે સર્વ ભૂલી જા ! ક્ષમારૂપ જળથી સ્નાન કર્યું નથી ત્યા સુધી તુ તીર્થપૂજનમા લાભ શી રીતે મેળવીશ ?

૩૨ કોઈપણ કાર્ય કરતા પહેલા તેનો પૂર્ણ

કેશમા જૂઓ, પેશાબ, શરીરમા વિષ્ટા, આદિ દુર્ગંધ તાનો વિચાર કર

૪૬ જો તને સ સારમાથી છૂટવા વિચાર થતો હોય તો ત્યાગી અને જ્ઞાની ગુરૂઓની સ ગતિ કર

૪૭ જો તને, સ સારમા સુખી થવાની ઈચ્છા વર્ત્તતી હોય તો, ધનાઢ્ય પુરૂષોને ખરા અ ત કરણથી પૂછ કે તમે સ સારમા શુ સુખ જોયુ ?

૪૮ જો તને સ્ત્રી પરણવાની ઈચ્છા હોય તો સ્ત્રી પરણેલા સમજુ પુરૂષોને પૂછ કે–પરણવામા સુખ છે કે નહિ ? પરણવામા સુખ કેટલુ છે ? એવો પ્રશ્ન કરી આ ગ્રથના વિચારો વાચ

૪૯ જો તુ જીવની હિ સા કરતો હોય તો તારા શરીરનુ કોઈ અ ગ કાપી દુ ખનો વિચાર કર કે પરને મારવાથી કેટલુ દુ ખ થતુ હશે

૫૦ પરને મારવા કરતા મનને માર, નક્કી તારૂ કલ્યાણ થશે

૫૧ રહેણી સાફ રાખી કથની કરજે, નહીં તો હાસ્યપાત્ર ઠરીશ

પર સતોની હાસી કરીશ નહીં પાપ લાગશે

પ૩ જો તુ બાળક હોય તો—સન્માર્ગની કેળવણી લેજે

પ૪ જો તુ જ્ઞાની હોય તો પરભાવમા (મોહમા) પડીશ નહિ

પપ જો તુ યોગી હોય તો–યોગમા તત્પર રહેજે

પ૬ જો તુ સાધુ હોય તો–સાધુના માર્ગે ચાલજે

પ૭ જો તુ અમલદાર હોય તો અસત્યરીતે લોકોને પજવીશ નહીં અસત્ય રીતે પજવતા તારા આત્માને કર્મ પજવશે, તેની ખાત્રી રાખ !

પ૮ જગતમા કોઇ સુખી, કોઇ દુ ખી, કોઇ રોગી, કોઈ ભોગી દેખાય છે તે શાથી તેનો વિચાર કરી-જ્ઞાન માર્ગે ચાલજે

પ૯ કુયુક્તિથી સત્ય વાતને પણ અસત્ય ઠરાવી શકાય છે, માટે કુવાદીઓના વચન ઉપર વિશ્વાસ રાખીશ નહીં

૬૦ જો તને સંસારનો ભય લાગતો હોય તો જ્ઞાની ગુરૂના શરણે જા.

૬૧ ગુરૂ દીવો છે, અને ગુરૂ વિના ઘોર અંધકાર છે,

૬૨ જો તું અવિશ્વાસી હોય તો અસત્યનો વિશ્વાસ રાખીશ નહીં

૬૩ જો તું મધ્યસ્થ હોય તો કદિ પક્ષપાત કરીશ નહિ

૬૪ જો તું દ્વેષી હોય તો તારા કુકર્મ ઉપર દ્વેષ કરજે

૬૫ જો તું વેશ્યાભોગી હોય તો વેશ્યાનો કપટરાગ તથા સ્વાર્થને સૂક્ષ્મતાથી વિચારજે

૬૬ જો તું વ્યાપારી હોય તો ન્યાયથી કેટલો વેપાર કરે છે, અને અંતે તેથી તારૂં શું કલ્યાણ થશે ? તે વિચારી જીવન ગાળ.

૬૭ જો તું કવિ હોય તો પાપની વૃદ્ધિના કાવ્ય કરતા અટક

૬૮ જો તુ કસાઇ હોય તો વિચારજે કે, તુ જે જીવોની હત્યાનું પાપ કરે છે તે પાપ તું ભોગવીશ ? કે બીજા ભોગવશે ?

૬૯ જો તુ યુવાન હોય તો વિષયવનમા ભટકીશ નહીં

૭૦ જો તુ વૃદ્ધ હોય તો પ્રભુભજનમા જીવન ગાળ

૭૧ જો તુ સ્ત્રી હોય તો પતિવ્રતાના ધર્મો યાદ કરી તારા પતિપ્રતિ નીતિથી ચાલી સારા માર્ગમા પ્રવેશ કરજે

૭૨ જો તુ મૂર્તિપૂજક હોય તો મૂર્તિપૂજાથી થતા ફાયદા વિચારી જા ! મૂર્તિપૂજક ના હોય તો મૂર્તિપૂજાનુ માહાત્મ્ય સુગુરૂ પાસેથી સાભળ, અને કદાગ્રહ ત્યાગ કર

૭૩ જો તુ વહેમી હોય તો વહેમ કયાથી ઉત્પન્ન થાય છે તેનુ મૂળ કારણ શોધ ! !

૭૪ જો તું મુમુક્ષુ થવા ઇચ્છતો હોય તો મુમુક્ષુઓની સગતિ કરજે

પાકે છે ચોવીશ જાતના ધાન્ય નીપજે છે સોનુ રૂપુ આદિ ધાતુ પણ પુષ્કળ છે પહેરવાને માટે વસ્ત્ર જોઇએ તે માટે કપાસ પણ પુષ્કળ થાય છે હિંદુસ્થાન સોનાનો દેશ કહેવાય છે, બીજા દેશોની વસ્તુ સિવાય હિંદુસ્થાનના લોકો પોતાનો સર્વ વ્યવહાર ચલાવી શકે છે પ્રથમના વખતમા હિંદુસ્તાનના લોકો સર્વ વાતે સુખી હતા, કોઇ વાતનુ દુઃખ નહોતુ ખેડુત લોકો ખેતીનોજ ધંધો કરતા અને તેથી આજીવીકા ચલાવતા, અને તે વખતમા ધાન્ય પણ પુષ્કળ પાકતુ હતુ, સમય ઘણો સારો હતો ચોમાસાની રૂતુમા વરસાદ પણ જે દેશમા જેવો જોઇએ તેવો થતો હતો દુકાળ પણ ઓછા પડતા, રાજાઓ પ્રજાનુ રક્ષણ સારી રીતે કરતા હતા લુહારો લુહાર કામ કરતા હતા. સોની સોનાનુ કામ કરતા હતા દરજી લુગડા સીવતા હતા, વગેરે દરેક વર્ણ પોતપોતાનુ કામ શાંતિથી બજાવતી હતી તે સમયના વર્ણના વિભાગો, કાર્યના વિભાગો, સારા અનુક્રમમા ગોઠવાયલા હતા, અને તે સમયની રાજયનીતિ પણ સારી હતી રાજાઓ નીતિથી

રાજ્ય સાચવતા હતા રાજ્ય ગુરૂઓ રાજાઓને સારા માર્ગે દોરતા હતા કવિઓ નીતિના માર્ગોનું સારી રીતે વર્ણન કરતા હતા પણ શૃંગાર રસને કઢંગી રીતે પોષણ કરતા નહોતા ગાયો વગેરેનું સારી રીતે સંરક્ષણ થતું હતું રાજાઓ ધર્મી હતા દરેક માણસોને ધર્મનું ઉત્તેજન અપાવતા હતા સાધુ તથા ગુરૂ ઉપર પૂજ્ય બુદ્ધિ ઘણી હતી પુત્રો, મા-બાપનો વિનય સાચવતા હતા લુટફાટ ઓછી હતી સલાહ શાંતિ સારી હતી ન્યાયથી લડાઈઓ થતી લોકો સરલ સ્વભાવી હતા અન્નનું દુઃખ નહોતું-પણ સિકંદર બાદશાહની સ્વારી આવ્યા બાદ આર્યાવર્તની વ્યવસ્થા બગડી સલાહ શાંતિનો ભંગ થયો મહમદ પેગંબર પછી મુસલમાન સુલ્તાનોની સ્વારીઓથી દેવળોનો નાશ થયો, ત્યાં બાદ મુસલમાન બાદશાહોની ઘણી સ્વારીઓ હિંદુસ્થાનમાં આવી તેથી લુંટફાટ ઘણી થઈ તે વખતે હિંદુસ્થાનના રાજાઓમાં સંપ નહોતો તેથી મુસલમાનો હિંદુસ્થાનની બાદશાહી કરવા લાગ્યા મુસલમાનો માંસનું ભક્ષણ કરનારા અને ધર્માન્ધ હતા તેથી

ઘાલી કલમ, કડછી, બગડી આ બણુ વાતમા અંગ્રેજ લોકો કાબેલ હતા—તે અગ્રેજોએ બાદશાહની મરજી સપાદન કરી તેથી તેમને વ્યાપાર કરવાની છુટ મળી તે સમયમા વલદા લોકો પણ વ્યાપાર કરવા હિદુસ્તાનમા આવ્યા પોર્ટુગીજ લોકો પણ આવ્યા પણ અગ્રેજ લોકો ફાવી ગયા તેઓ બડા કાબેલ હતા વ્યાપાર કરતા કરતા તેઓએ રાજ્યમા પગ ઘાલ્યો લશ્કરથી લડાઈમા પણ સામેલ થયા. બગા ળામા મુસલમાનનુ રાજ્ય જોર નરમ પડતા ત્યા પગ ઘાલ્યો, રાજા હકો થોડા થોડા લીધા, દક્ષિણમા પણ જોર ફાવ્યુ, તેમ કરતા તેઓ રાજ્યના અધિ કારી થઈ પડ્યા। મરાઠાની સાથે પ્રત્યક્ષ સલાહથી વર્તતા હતા ત્યારે હાલ તેઓ તેમના ઉપર હુકમત ચલાવે છે મુસલમાની રાજ્યો જે હિદુસ્તાનમા છે તેમના ઉપર પણ અગ્રેજની હકુમત વર્તે છે, રજ પુત રાજાઓ ખડીઆ થઇ ગયા। હાલ આવી સ્થિતિ થઇ ગઈ છે અગ્રેજો, મુસલમાનો કરતા નીતિ માર્ગમા સારા છે, જ્યાસુધી ન્યાયથી ઇન્સાફ મળે છે,

ત્યાસુધી તેમનાથી રાજ્ય થવાનુ છે આગળ શુ બનવાનુ છે તેની કોઇને ખબર નથી ધારીએ છીએ કંઇક અને થાય છે ઓર માટે કોઇ જાતનો નિર્ણય કરવો નહીં અત્ર હુ રાજ્યચર્ચા હાથમા લેતો નથી પણ તેઓના સમયમા જીવોની દયા કેટલી સચવાતી તે જોવાની છે

મુસલમાનો કરતા ગાય માસ ભક્ષણમા અગ્રેજો ઉતરે તેવા નથી અગ્રેજો પણ માસભક્ષણ કરે છે કોઇ એમ કહેશે કે ઇગ્લડમા અન્નનો ખોરાક વિશેષ મળતો નથી તેથી તેઓ માસ વાપરે છે—તેના ઉત્તરમા સમજવાનુ કે-ભલા ઈગ્લડમા જો ધારે તો પુષ્કળ અન્ન મળી શકે તેમ છે અને હાલ પણ ત્યા માસભક્ષણનો ત્યાગ કરી ભાજીપાલો ખાનારી ઘણી મ ડળીઓ ઉભી થઇ છે હિંદુસ્તાનમા વસનારા અગ્રેજોને તો પુષ્કળ અન્ન મળી શકે તેમ છે છતા જીભના સ્વાદથી હજારો જીવોના પ્રાણનો નાશ થાય છે, તે તરફ કોણ દયાની લાગણીથી જુવે

વળી અંગ્રેજો ખ્રીસ્તિધર્મ પાળે છે તે ખ્રીસ્તિઓ માને છે કે, ગાયમા આત્મા નથી. પશુ પખીમા આત્મા નથી કહો, સુજ્ઞ ભાઇઓ! પ્રત્યક્ષ ગાયને થતુ સુખ દુ ખ જોવામા આવે છે, ગાય ખાય છે, પીએ છે, બરાડા પાડી પોતાનુ દુ ખ જણાવે છે, તેમા આત્મા અવશ્ય છે; તેમ છતા ના માનીએ તો જીવને અજીવ કહેવો, એ અસત્ય લાગતા ધર્મનો નાશ થાય. હિંદુસ્થાનમા સર્વ મહાત્માઓ ગાય, ભેંસ, પશુ, પખીમા જીવ ( આત્મા ) ને માને છે બૌદ્ધ ધર્મવાળા પણ પશુ પખી વિગેરેમા આત્મા સ્વીકારે છે આત્માનુ અપર નામ જીવને જીવ તરીકે માનવામા આવે ત્યારે તે સત્ય કહેવાય છે જે સુખ દુ ખની લાગણી જાણી શકે છે, આહારનુ ગ્રહણ કરે છે, વૃદ્ધિ પામે છે, ક્ષય પામે છે, તેને જીવ કહે છે

એકેંદ્રિય, બેરેંદ્રિય, તેરેંદ્રિય, ચતુરિંદ્રિય, પચેંદ્રિય સર્વ જીવ કહેવાય છે તે જીવ છે એમ શ્રદ્ધા કરવી ત્યારે જીવ સત્ય કહેવાય છે વિકલ બુદ્ધિથી ભ્રષ્ટ થએલા જીવો માંસની લાલચથી

પ્રાણીઓને મારી પાપી પેટ ભરે છે બીચારા પ્રાણી તરફડે છે, બુમો પાડે છે તેની દયા ઘાતકી જીવોને આવતી નથી. અરેરે ! તે મરી કઈ ગતિમા જવાના તે જ્ઞાની જાણી રહ્યા છે

હાલના સમયમા પ્રથમના કરતા હજારોનો નાશ થતો દેખવામા આવે છે મુબઈ, કલકત્તા વગેરે સ્થાને મોટા મોટા કસાઇ લોકોના કારખાના નીકળ્યા છે તેમા બકરા, ઘેટા, મરઘા, ગાય, ભેસ, બળદ, આખલા, પાડા, વિગેરે હજારો જાનવરોનો નાશ કરવામા આવે છે હાલ હજી રાજપુતાનામા તેવા કારખાના નથી હવે વિચારો કે માસ ખાનારા કોણ લોકો છે ? જોતા માલુમ પડશે કે મુસલમાન, અગ્રેજ, વાઘરી વિગેરે જાત છે જ્યા અગ્રેજ વા મુસલમાન હોય ત્યા કસાઈની દુકાન નીકળે છે તેથી હવે વિચારો કે દેશને નુકશાન છે કે ફાયદો અલબત્ત કહેવુ પડશે કે હજારો બળદોનો નાશ થવાથી ખેતીને નુકશાન પહોચ્યુ છે તેમ ગાયોનો નાશ થવાથી દુધની મોઘવારી થઈ છે

બગઢોની ઉત્પત્તિનો નાશ થાય છે પવિત્ર દેશમા ગાયની ઉત્પત્તિ થાય છે તેનો નાશ પણ આપણીજ આખે જોવો પડે છે કુકડા વિગેરે જીવો દુર્ગંધી પદાર્થોનુ ભક્ષણ કરી બીચારા પોતાનુ અમૂલ્ય જીવન ગાળે છે, તેમનો ઘાત કરવો એ પાપી જીવનુ લક્ષણ છે બકરા, ગાડરાની ઉન ખપમા આવે છે અને તેથી ટાઢ દૂર કરાય છે માછલી પાણીમા થતી અનેક પ્રકારની દુર્ગંધીનુ ભક્ષણ કરી જલ સાફ કરે છે દરેક પ્રાણીઓ પોતપોતાનુ કાર્ય બજાવે છે દુનિયામા ધગ સરખી વસ્તુ પણ નકામી નથી. તો પ્રાણી-જીવો નકામા હોય નહિ જ

ઘાતકી—ઇશ્વરે માછલી વિગેરે જીવો મનુષ્યોના ખોરાક માટે બનાવ્યા છે માટે આપણે તેનુ ભક્ષણ કરવુ જોઇએ

ઘાતકી પ્રતિ પ્રશ્ન—ત્યારે વાઘના માટે ઇશ્વરે શો ખોરાક બનાવ્યો છે ? તે બતાવો

ઘાતકી—જે પ્રાણીને વાઘ ખાય તે પ્રાણી વાઘને માટે ઇશ્વરે બનાવ્યુ છે

**ધર્મી**—ત્યારે હે ઘાતકી ? તમને વાઘ ખાઇ જાય કે નહીં; જો ખાઇ જાય તો વાઘને માટે ઈશ્વરે તમને બનાવ્યા છે, ત્યારે જાઓ વાઘની આગળ પડો એટલે ન્યાય થઇ જશે પણ વાઘ દેખતા તમો ધ્રુજો છો બૂમો પાડો છો હાય મારાબાપ ખાઇ જશે એમ કેમ પોકાર કરો છો તે તો બતાવો ?

**ઘાતકી**—આપણો પ્રાણ જાય માટે નાશી જઈએ, બૂમો પાડીએ, દોડીએ, કપીએ, એ તો ન્યાયની વાત છે

**ધર્મી**—ત્યારે બીજા અવાચક પ્રાણીઓની આગળ તમો વાઘ સરખા છો તમો બીજા પ્રાણીઓને મારો તેથી તે દોડી જાય, બૂમો પાડે, કપે એ ન્યાયની વાત છે જેવુ પોતાના આત્માને દુખ થાય છે, તેવુ બીજાના આત્માને દુખ થાય છે એ આપણી બુદ્ધિ કહી આપે છે અનાજ વિગેરે ખોરાક મૂકી માંસ ભક્ષણ કરવાથી હજારો જીવોનો નાશ થાય છે, તેનુ પાપ નરકમા અવશ્ય ભોગવવુ પડશે. એમ ધારી રાખજો

દયા કરી હતી અને તે સમયના લોકો બહુ દયાવાન્ હતા વળી કોણીક રાજાના સમયમા ચેટક નામનો રાજા રાજ્ય કરતો હતો, તે પણ જૈનધર્મી હતો ચેટક રાજા પણ ભગવાન શ્રી મહાવીર સ્વામીનો ભક્ત હતો વળી તે વખતમા ઉદાયી રાજા હતો તે પણ જૈન ધર્મ પાળતો હતો વળી ૨૪૦૦ વર્ષની ઉપર કેશીમુનિનો ભક્ત પ્રદેશી રાજા થયો હતો તેનો અધિકાર રાયપસેણિ નામના જૈન સૂત્રમા સારી રીતે વર્ણવ્યો છે પ્રથમ તો પ્રદેશી રાજા નાસ્તિક હતો, પણ કેશીકુમાર મુનિના સમાગમથી જૈનધર્મી થયો અને દયાધર્મનો ફેલાવો કર્યો વળી શ્રી મહાવીર સ્વામીના પિતાજી સિદ્ધાર્થ રાજા ક્ષત્રિય કુડ નગરમા રહેતા હતા તેમની માતાનુ નામ ત્રિશલા ક્ષત્રિયાણી હતુ તે સિદ્ધાર્થ રાજા પણ જૈન ધર્મી હતા વળી તે વખતમા બીજા પણ ઘણા રાજાઓ જૈનધર્મી હતા વળી તે મહાવીર સ્વામીના વખતમા તેમના સગાભાઇ નદિવર્ધન પણ જૈન ધર્મ પાળતા હતા હાલ તેની નિશાનીઓ–વૈભારગિરિ

પર્વત, રાજગૃહી, ચ પાનગરી તરફ મૌજુદ છે વ
આજથી બે હજાર ચારશો વર્ષ ઉપર ધના અ
શાલિભદ્ર નામના શેઠ થઈ ગયા તે પણ જૈન ધ
હતા ઉપર જણાવેલા સર્વ રાજાઓ ક્ષત્રિય ( ર
પુત ) હતા પૂર્વના વખતમા ક્ષત્રિય કે જે રાજપ
લોકો કહેવાય છે તે જૈન ધર્મ પાળતા હતા વ
કુણાલનો પુત્ર સપ્રતિ રાજા થઈ ગયો તેણે જૈ
ધર્મ સારી રીતે પાળ્યો છે સપ્રતિનુ ચરિત્ર જૈનો
મૌજુદ છે સપ્રતિ રાજાએ અનેક જિનેશ્વર ભગ
નની પ્રતિમાઓ ભરાવી છે, તે પ્રતિમાઓ હ
ઠામે ઠામ મૌજુદ છે સપ્રતિ રાજાએ ઘણી દ
શાળાઓ બધાવી હતી સપ્રતિરાજાના ગુરૂ આ
સુહસ્તિમહારાજ મહાજ્ઞાની હતા સપ્રતિરાજ
પોતાનો પૂર્વ ભવ સાભળ્યો હતો જે લોકો આ
નથી પુનર્જન્મ માનતા નથી તે માટે આ દાખ
મૌજુદ છે સપ્રતિરાજા પૂર્વ ભવમા ભીખારીના
તરીકે હતા ગુરૂ પ્રતાપથી ઉચ્ચ સ્થિતિ પામ્યા હ
મનુષ્ય મરીને મનુષ્ય થાય છે તે પણ સપ્રતિ રાજ

ચરિત્રથી સિદ્ધ થાય છે આર્ય સુહસ્તિસૂરિના સમય મા ઘણે ઠેકાણે જૈન ધર્મ પળાતો હતો પ્રાણીઓની દયા કરવી, કોઈ જીવને મારવો નહિ એમ ઠેર ઠેર ઉપદેશ ધર્મગુરૂઓ આપતા હતા, અફગાનિસ્તાન, બલુચિસ્થાનમા પણ સપ્રતિ રાજાએ પ્રાણીઓનો નાશ અટકાવવા તથા ધર્મની ફીલોસોફીનો વિસ્તાર કરવા ઉપદેશકોને મોકલ્યા હતા. સપ્રતિરાજા પછી પણ કેટલાક રાજાઓ વેદધર્મી થયા તેઓના સમ યમા પણ પ્રાણીઓનો નાશ ઘણો થતો નહોતો અર્થાત્ લોકો માસ ભક્ષણ કરતા નહોતા. જે કોઈ કરતા હતા તે નિર્દય કહેવાતા હતા વલ્લભીપુરની ગાદીએ કેટલાક રાજા જૈનધર્મી થયા અને કેટલાક વેદધર્મી થયા, પણ પ્રાણીઓની હિસા કવચિત્ થતી હતી જયશિખરના સમયમા કલ્યાણ નગરીના ભુવડરાજાએ વલ્લભીપુરનો ભગ કર્યો હતો હાલ વલ્લભીપુરને વળા કહે છે અને તે કાઠિયાવાડમા આવેલુ છે ત્યાથી ઘણા તામ્રપત્રના લેખો નીકળે છે વલ્લભીપુરમા પ્રથમ ત્રણસે સાઠ જૈન દેરાસર

હતા એમ સાબીત થાય છે ત્યારે હાલ જૈન ધર્મનો એક ફાટો ઢુઢીયાધર્મ તરીકે નીકળ્યો છે તે પ્રભુની પ્રતિમાને માનતો નથી ઢુઢીયા ધર્મ છે તે લુકામાથી નીકળ્યો છે, અને લુકા લહીયાએ સવત ૧૫૩૨ ની સાલમા લુકામત નીકાળ્યો, એમ સિદ્ધ થાય છે જિનપ્રતિમા શાસ્ત્રાધારે છે, એમ આ ઠેકાણે જોવાનુ છે હવે જયશિખર રાજાની રાણી રૂપસુદરી હતી તે વનમા ભટકતી હતી વનરાજ નામનો રાણી રૂપસુદરીને પુત્ર થયો તેવામા શીલ ગુણસૂરિ નામના આચાર્યે રૂપસુદરીને દીઠી વન રાજ કુવર સહિત રૂપસુદરીને શિલગુણસૂરિએ આશ્રય આપ્યો શ્રાવકોને સૂરિએ આ રીતે ભલામણ કરી શીલગુણસૂરિ જાણતા હતા કે વનરાજ આગળ ઉપર રાજા થવાનો છે શીલગુણસૂરિએ વનરાજને સર્વ બાબતની સારી કેળવણી આપી પચાસર નામનુ ગામ હાલ ચુવાલમા છે ત્યા પહેલા એક મોટી નગરી હતી અને તે પચાસરા નગર તરીકે ઓળખાતુ હતુ, વનરાજને ધર્મની કેળવણી મળી

હતી અલબત્ત ધર્મની કેળવણીથી જગતનુ કલ્યાણ થાય છે હાલ જાપાનમા ધર્મની કેળવણીની મુખ્યતા છે તેથી ત્યાના લોકો સર્વ બાબતમા હુશીયાર થાય છે વનરાજે ફરીથી પિતાનુ રાજ્ય મેળવ્યુ, અને અણુહિલપુરપાટણ વસાવી રાજ્ય કરવા લાગ્યો પચાસરા પાર્શ્વનાથનુ જૈન દેરાસર બધાવ્યુ ધર્મ નો ઉદ્ધાર કર્યો કરોડો મનુષ્યોની સલાહશાતિ જાળવી વનરાજ ચાવડાની પાછળ પણ સારા રાજાઓ થઇ ગયા ત્યારબાદ ગુજરાનની ગાદી ઉપર મૂળરાજ સોલકી રાજ્ય કરવા લાગ્યો તેઓએ પણ ધર્મ માર્ગને સારૂ ઉત્તેજન આપ્યુ મૂળરાજની ગાદીએ ભીમ વિગેરે રાજાઓ થયા ત્યાર બાદ સિદ્ધ રાજ જયસિહ થયો સિદ્ધરાજ જયસિહે સદા મત મડાયા મદિરો બધાવ્યા ઘણા પ્રાણી ઓને શાતિ આપી–સિદ્ધરાજ જયસિહના ઉપર જૈન મુનિઓની સારી પ્રીતિ હતી તેમ રાજાની પણ જૈન ધર્મ ઉપર પૂજ્યબુદ્ધિ હતી સિદ્ધરાજ જય સિહની પછી કુમારપાળ રાજા થયો, કુમારપાળને

પ્રતિબોધી હેમચદ્ર આચાર્યે જૈનધર્મી કર્યા કુમારપાળરાજાએ શ્રાવકના બારવ્રત ઉચ્ચર્યા હજારો લાખો જીવોને મરતા બચાવ્યા તેના રાજ્યમા કસાઇખાનુ તો હોયજ શાનુ ? હજારો પાડાઓને રાજ્ય પર પરાથી દશરાના દિવસે મારી નાખવામા આવતા હતા તે પાડાઓનો નાશ થતો અટકાવ્યો કારણ કે દેવીને કઇ પાડા ખાવાની જરૂર નથી ભોળા લોકો અજ્ઞાનથી આવા કુરીવાજોને આચરે છે, પોતાના અઢાર દેશમા કુમારપાળ રાજાએ દયા પળાવી, ઘણા કરો માફ કર્યા, ઘણા ગરીબોને મરતા બચાવ્યા દરેક ધર્મકાર્ય, હેમચદ્ર ગુરૂને પૂછી કરતા હતા હેમચદ્રગુરૂના ઉપદેશથી તેમનો આત્મા નિર્મળ થયો હતો કુમારપાળ રાજા કોઇપણ લડાઈમા પાછો હઠયો નથી પણ કુમારપાળરાજાએ અન્યાયથી કોઈ પણ લડાઈ કરી નથી કુમાળપાળ રાજાએ સાત વ્યસનોનો સમૂળગો ત્યાગ કર્યો હતો

મધ, માસ, દારૂ, વેશ્યા, જુગાર, પરસ્ત્રીસેવા, ચોરી, એ સાત વ્યસનોથી કુમારપાળ રાજા દૂર રહ્યા

હતા અર્થાત્ સાત વ્યસન સેવતા નહોતા. ત્યારે હાલના સમયના રાજાઓ વિશેષત વ્યસન સેવે છે

કુમારપાળ રાજા પરનારી સહોદર હતો વ્યભિચાર દોષી જનોને શિક્ષા આપતો હતો, કાશી વિગેરેના રાજાઓને મિત્રતાઇથી ધન આપી વશ કરી તેમના રાજમા દયા ધર્મનો પડહ વજડાવ્યો ગુજરાત દેશમા હાલ પણ કુમારપાળ રાજાના પ્રતાપથી દયાભાવ જોવામા આવે છે બગાળ દેશ માતો બ્રાહ્મણો પણ માછલા વગેરેને જલડોડીની ઉપમા આપી ભક્ષણ કરે છે અહો કેટલુ પાપ ! પ્રાય જૈનરાજાઓ જે થયા અને થશે તે ઘણુ ખગ માસ ભક્ષણ, દારૂપાન, વેશ્યાગમનથી દૂર રહેનારા સમજવા કારણ કે જૈન શાસ્ત્રમા વ્યસનનો અતિશય ત્યાગ કર્યો છે જે લોકો દારૂ અને માસ ભક્ષણ કરનારા આ દુનિયામા છે તેઓ લડાઇ ખોર, ઘાતકી અને ખૂન કરનારા હોય છે

કુમારપાળ પશ્ચાત્ જૈન રાજાઓ થયા નથી તો પણ બીજા જે હિંદુ રાજા થયા તે સર્વ દયાના કર

નારા હતા, વિના અપરાધે પ્રાણીઓનો નાશ કરતા નહી ગાય, કુતરાનો કદાપિ નાશ કરતા નહિ પ્રજા પણ તેવા રાજાઓને બહુ માન આપતી

રાજા દયાવાન, ધર્મી હોય છે તો તેની છાપ પ્રજા ઉપર સારી પડે છે માટે શાસ્ત્રમા કહ્યુ છે કે— યથા રાજા તથા પ્રજા–જેવો રાજા તેવી પ્રજા હોય છે રાજા પાપી અને ઘાતકી હોય છે તો તેની છાપ પ્રજા ઉપર ખરાબ પડે છે, અને પ્રજા પણ તેવી બને છે

કુમારપાળ રાજા પછી વસ્તુપાળ અને તેજપાળ પ્રધાન થયા તે જૈનધર્મી હતા તેનો વસ્તુપાળ ચરિત્રથી વિશેષ અધિકાર સમજી લેવો ઉદયપુરની ગાદીએ પ્રતાપસિંહ રાજા તથા રાજસિંહ વિગેરે રાજાઓ ધર્મિ અને દયાવાન્ થઇ ગયા તેઓ મહાદયાળુ હતા, અને હાલ પણ ઉદયપુરની ગાદીએ બીરાજનાર ફતેહસિંહજી મહારાજા છે તે બહુ દયાળુ છે તે હજારો જાનવરોની દયા કરે છે મેવાડની ગાદીએ સૂર્ય સમાન ત્રણ ભુવનમા કીર્તિ પ્રકાશનારા સારા રાજાઓ થયા

છે તેમની શાતિ અ ત કરણથી ઈચ્છીએ છીએ. હાલ લશ્કરમા હજારો પશુ પ ખીઓનો નાશ થતો જોવામા આવે છે તેમ ફાલતુ પણ ઘણો નાશ જોવામા આવે છે તેથી ધર્મી પુરૂષોની લાગણી દુ ખાય છે

હાલ પણ ઈંગ્લાંડની ગાદીએ બીરાજનાર એડ વર્ડ શહેનશાહના પ્રતાપથી પશુઓનો કઈક ઘાત નરમ પડયો છે પિંછાવાળી ટોપીઓ વિગેરે વપરાતી બ ધ પડી છે વિદ્વાન કેટલાક અગ્રેજો હવે દયાળુ થતા જાય છે, અને પશુ પ ખીઓનો નાશ કરવો એ મોટુ પાપ અને ઘાતકીપણુ સમજે છે

ગુજરાતમા આવેલા માણુસા ગામના ઠાકોર રાઓળ શ્રી તખતસિહજી તથા વરસોડાના ઠાકોર સાહેબ શ્રી સૂર્યમલસિહજી બહુ દયાળુ છે, અને જીવોના પ્રતિ બહુ દયાળુ છે, રાઓળજી શ્રી તખ તસિહજી તો માસ, દારૂ, ભાગ, ગાજો, વેશ્યાગમન વ્યસનોના પરમશત્રુ છે, અને પરનારી સહોદર છે તેથી માણુસાની પ્રજા બહુ દયાળુ થઈ છે રાજાની છાપ પ્રજા ઉપર પડે છે તે આ દાખલાથી માલુમ પડશે

શ્રી તખતસિંહજીની સાથે આ લેખકને ઘણો પરિચય છે ગરીબ મનુષ્યો પ્રતિ તેઓ બહુ દયાળુ છે તેમ જાનવરો પ્રતિ પણ બહુ દયાળુ છે દરેક થતા રાજાઓ બાદશાહો, શહેનશાહો, ઠાકોરો અને ગ્રહસ્થો ધર્મિ થાઓ અને પ્રાણીઓ પ્રતિ દયાળુ થાઓ, એટલુંજ અમે ઇચ્છીએ છીએ

પાલણપુરના નવાબ સાહેબ મહાદયાળુ છે, અને તેમણે જીવોને નહિ મારવા સંબધી ઠરાવ કર્યો છે વળી જુનાગઢના નવાબ સાહેબે પણ પોતાના રાજ્યમા વિના અપરાધે કોઈ પણ પશુ પક્ષીનો ઘાત કરવો નહિ તેમ જાહેર કર્યું છે વળી તેમ ઈડર રાજ્યમા ટીંટોઇના ઠાકોર સાહેબ હીપર્સી-હજીએ પણ જીવોની દયા પ્રતિ સારી લાગણી ધરાવી છે તેમજ લીંમડી, ધાગધ્રા, મોરબી, જામનગર, ભાવનગર, વગેરે ગામોના રાજાઓ પોતાના રાજ્યમા પશુ પક્ષીઓની રક્ષા માટે અને ગરીબોના ઉદ્ધાર માટે સારો પ્રયાસ કરી રહ્યા છે માટે તેમને અમો ધન્યવાદ આપીએ છીએ

મુસલમાન બાદશાહો પણ જે દેશમા વિદ્યમાન છે, અને પશુ, પખી, મનુષ્યોની દયા માટે પ્રયત્ન કરી રહ્યા છે, તેમની શાન્તિ ઇચ્છીએ છીએ

મોટા મનુષ્યોની છાપ નાના મનુષ્યો ઉપર સારી રીતે પડી શકે છે જેના ઘરમા માબાપ દયાળુ હોય છે, તેના પુત્રો પણ દયાળુ થાય છે દયાળુ પુરૂષોનો જન્મ દુનિયામા સફળ છે પૃથ્વી પણ દયાળુ પુરૂષોથી શોભી ઉઠે છે દયાળુ મનુષ્યો જેમ પૃથ્વી ઉપર વિશેષ થાય છે, તેમ પૃથ્વી ઉપર સલાહ શાન્તિ વિશેષ જોવામા આવે છે દયાળુ પુરૂષો લડાઇ, ખૂન, ટટા, ખખેડામા સામેલ થતા નથી તે તો ધર્મની નીતિ રીતિથી ચાલે છે કોઇને જરા માત્ર પણ દુખ થાઓ નહિ એવો દયાળુજનોનો ઉદ્દેશ રહે છે, તેથી ઉલટા ઘાતકી પુરૂષોના આચરણ જોશો તો માલુમ પડશે કે, ઘાતકી પુરૂષો લોભથી રાજાને પણ મારી નાખે છે, પ્રધાનને પણ મારી નાખે છે, ખૂન કરવા જરા માત્ર પણ અચકો આતા નથી સહેજ બાબતમા લડાઇ કરવા ઉભા થાય છે ઘાતકી

પુરૂષોની આખો વિકરાળ રહે છે ઘાતકી પુરૂષોની પ્રીતિ પણ ભીતિને ઉત્પન્ન કરે છે ઘાતકી પુરૂષોની હાસી પણ કોઈનો નાશ ઉત્પન્ન કરે છે ઘાતકી પુરૂષો ન્યાયને સમજી શકતા નથી, તે સગા વહાલાનો સબધ રાખતા નથી ઘાતકીપુરૂષને ક્રોધ વિશેષ ચડે છે પશુ પખીને મારવાથી ઘાતકી વૃત્તિ ઉત્પન્ન થાય છે ઘાતકી પુરૂષના હૃદયમા દયાનો અશ હોતો નથી, જે દેશમા અન્યાય, વ્યભિચાર, ઘાતકીપણુ વિશેષ હોય છે તે દેશમા ઘણા યુદ્ધો થાય છે ઘાતકી પુરૂષોના કપટથી ભયકર ખૂનો થાય છે, અને થશે જે મનુષ્યો કુકડા અને કુતરા સરખાને મારતા મહા આચકો ખાય છે તે મનુષ્યો, લોકોના ખૂન કરી શકે નહિ એ વાત અનુભવસિદ્ધ છે

કોઈ એમ કહેશે કે–આપણે દયાળુ થઇને બેસી રહીએ તો બીજા મનુષ્યો સતાવે, તેને અમો ઉત્તર આપીયે છીયે કે નિરપરાધી જીવોને હણવા નહીં અલબત્ત સામા લડાઈ કરવા આવે ત્યારે તેની સામા લડાઈ કરવી એ તો નીતિમાર્ગ છે જુઓ, જૈન રાજાઓએ પણ હજારો લડાઈઓ કરી છે કુમાર પાળ, ઉદાયી, કોણિક, ચેડા મહારાજા, ખારવેલ, વસ્તુ

પશુ કુર્બાની થઈ હોય એમ જણાય છે

કદાપિ એમ કહેવામા આવશે કે, અમો ખુદાના નામથી બકરીના ગળા ઉપર છરી વાહીએછીએ, અને તેથી તે બકરી ખુદાની પાસે જાય છે તેનો ઉત્તર કે ખુદાનુ નામ સાભળવાથી બકરી ખુદાની પાસે જાય છે તો પછી તમો તમારા સગા વહાલા, પુત્ર પુત્રીઓની કુર્બાની કરો તો તે પણ ખુદાની પાસે જઈ શકે તો પુત્ર પુત્રીઓને ખુદાનુ નામ સભળાવી તેના ગળા કાપી નાખવા જોઇએ, અને પુત્ર પુત્રીઓની શરીરનુ માસ ખાવુ જોઈએ ? પોતાનુ પાપી પેટ ભરવા બીજાના પ્રાણનો નાશ કરવો એમ ખુદાએ કહ્યુ નથી પ્રિય વસ્તુ તો કુટુબ, પ્રાણ, વાસના હોય છે તેથી પ્રિય મન હોય છે, માટે વ્હાલા ગણેલા મનની કુર્બાની કરવી જોઈએ

મુસલમાનના ધર્મના કુરાન કીતાબ વાચનારાઓ પાસેથી સાભળ્યુ છે કે—અમારા ધર્મમા જીવોને મારી નાખવાનુ લખ્યુ નથી, તેમ છતા માસનો દુષ્ટ રીવાજ મુસલમાન કોમમા પડી ગયો છે. તેનો નાશ થવો જોઈએ

અલબત્ત ખુદાનુ મહમદ પેગબરનુ પવિત્ર ધ્યાન વાચી અને બકરાના ગળે છરી મારવી, એ કેવુ ઘાતકીપણુ છે તે વિચારવાનુ છે

સત્યથી ધર્મ ઉત્પન્ન થાય છે, અને તે દયા **दानेन वर्धते** —દયા અને દાનથી વૃદ્ધિ પામે છે દયાનુ સ્વરૂપ સામાન્યત વર્ણન કર્યુ છે દાનના ઘણા પ્રકાર જ્ઞાનીઓએ વર્ણવ્યા છે દાનના પચ પ્રકાર છે અભયદાન, સુપાત્ર દાન, કીર્તિદાન, અને અનુકપા દાન, પાચમુ ઉચિત દાન મરતા જીવોના પ્રાણ બચાવવા તેને અભયદાન કહે છે ધર્મી માણસોને દાન આપવુ તેને સુપાત્રદાન કહે છે ભુખે મરતા પ્રાણીઓને ખાવાનુ આપવુ, તરસ્યાને પાણી પાવુ તેને અનુકપાદાન કહે છે પોતાની કીર્તિ માટે લોકોમા વાહ વાહ કહેવાય, તેને માટે વસ્ત્ર ધન અન્ન આપવુ તેને કીર્તિદાન કહે છે સમયને અનુસરી દુનિયાના રીવાજ પ્રમાણે જે ધન ખર્ચવુ પડે તેને ઉચિતદાન કહે છે ઉચિતદાન અને કીર્તિદાન તો લોકો સહેજે કરી શકે છે, અનુકપાદાન અવશ્ય કરવુ જોઇએ સર્વ જીવોની અનુકપા ચિતવવી, એ ...

પુરૂષોનુ લક્ષણ છે અનુકપાદાન કરતા સુપાત્ર દાન મોટુ છે અને સુપાત્રદાન કરતા અભયદાન મોટુ છે અભયદાનના બે ભેદ છે દ્રવ્ય અભયદાન અને ભાવ અભયદાન. સર્વ દાનમા ભાવ અભયદાન મોટુ છે ભાવ અભયદાનથી મુક્તિની પ્રાપ્તિ થાય છે અને ક્ષમાથી ધર્મનુ સ્થાપન થાય છે ક્રોધને જીત્યા વિના ક્ષમા આવતી નથી ક્ષમા એ સર્વગુણોમા મોટો ગુણ છે ક્ષમા વિના સત્યધર્મ ટકી શકતો નથી હવે તે ધર્મનો નાશ, ક્રોધ અને લોભથકી થાય છે ક્રોધના સમાન દોષ નથી લોભના સમાન કોઇ અવગુણ નથી લોભથી હિ સા જૂઠ ચોરી વ્યભિચાર વિગેરે દોષો પ્રાપ્ત થાય છે

આ પાચ નિયમની અ દર સામાન્ય વ્યવહાર સર્વ ધર્મનો સમાવેશ થાય છે તે ઉપર શ્લોક દર્શાવે છે

## श्लोक

अहिंसा सत्यमस्तेय, त्यागो मैथुनवर्जन ।
पचस्वेतेषु धर्मेषु, सर्वे धर्माः प्रतिष्ठिताः ॥

ભાવાર્થ—અહિંસા, સત્ય, અસ્તેય, ત્યાગ, અને મૈથુનનુ વર્જન એ ૫ ચધર્મમા સર્વધર્મનો સમાવેશ થાય છે આ ૫ ચવ્રતનુ પાલન કરવુ મહા દુષ્કર છે આ ૫ ચવ્રતના પાલનમાં વિશેષ આત્મહિત સમાયેલુ છે

## श्लोक

सर्वे वेदानवत् कुर्युः, सर्वे यज्ञाश्च भारत !
सर्वे तीर्थाभिषेकाश्च, यत् कुर्यात् प्राणिनां दया ॥

સર્વ વેદો તે કરી શકતા નથી અને હે ભારત! સર્વ પ્રકારના યજ્ઞો પણ તે કાર્ય કરી શકતા નથી કે જે કાર્ય પ્રાણીઓની દયા કરે છે અર્થાત્ વેદ અને યજ્ઞ કરતા પણ પ્રાણીઓની દયા કરવામા વિશેષ આત્મહિત સમાયુ છે,

## श्लोक

अहिंसा लक्षणो धर्म, अधर्मः प्राणिनां वधः ।
तस्माद्धर्मार्थिभिर्लोकैः, कर्तव्या प्राणिनां दया ॥

અહિંસા છે લક્ષણ જેનું એવો ધર્મ સમજવો અને પ્રાણીનો વધ કરવો તે અધર્મ સમજવો. તે માટે ધર્માર્થી લોકોએ પ્રાણીઓની દયા કરવી

વળી દયા માટે કહે છે —

## શ્લોક.

यूप कृत्वा पशून् हत्वा, कृत्वा रुधिरकर्दमम् ।
यद्येवं गम्यते स्वर्गे, नरके केन गम्यते ॥

યૂપ કરીને પશુઓને હણી તથા રૂધિરનો કાદવ કરો ને સ્વર્ગમા જવાતું હોય તો પછી નરકમા કોણ જાય ? માટે વિચારવાનું કે-ધર્મ માટે હજારો પશુઓના પ્રાણ લેવા તેમા ધર્મ નથી

## શ્લોક

अहिंसा सर्वजीवेषु, तत्त्वज्ञैः परिभाषिता ।
इदं मूलं हि धर्मस्य, शेषस्तस्यैव विस्तरः ॥

તત્વના જ્ઞાતા મહાત્માઓએ સર્વજીવોની દયા કરવી તેને ધર્મનું મૂળ કહ્યુ છે–બાકીનો તેનો વિસ્તાર સમજવો

## श्लोक

यथा ममप्रिया प्राणाः, तथान्यस्यापि देहिनः ।
इति मत्वा न कर्तव्यो, घोर.प्राणिवधो बुधैः ॥

જેમ પોતાના પ્રિયપ્રાણ છે, તેમ અન્યજીવોને પણ પોતાના પ્રાણ પ્રિય હોય છે એમ માની પંડિત પુરૂષોએ ભયકર પ્રાણિવધ કરવો નહીં

## श्लोक

प्राणिनां रक्षण युक्त, मृत्युभीता हि जन्तव ।
आत्मौपम्येनजानद्भि,–रिष्ट सर्वस्य जीवितम् ॥

પ્રાણીઓનુ રક્ષણ કરવુ તે યુક્ત છે કારણ કે મૃત્યુથી ભય પામનારા સર્વ જીવો છે માટે પોતાનો આત્મા મૃત્યુથકી ભય પામે છે તેમ સર્વ ભય પામે છે માટે જરા માત્ર પણ કોઈ પ્રાણીને દુ ખ દેવુ નહીં

श्लोक

उद्यत शस्त्रमालोक्य, विषादभयविह्वलाः ।
जीवा' कपंति सत्रस्ता, नास्ति मृत्युसम भयम् ॥

મારવા માટે ઉંચુ કરેલુ શસ્ત્ર દેખીને ખેદ અને ભયથી વિન્હવ્ળ થએલા જીવો કંપે છે-ધ્રૂજે છે, નાસે છે, અરેરે તે બીચારા શું કરે ? અવાચક પ્રાણીઓ પોતાનુ દુ ખ શી રીતે કહી બતાવે

માણુસ સમજુ જાત છે, છતા તેને દયા આવતી નથી તો પરભવમા તમારી કોને દયા આવશે ? મૃત્યુ સમાન કોઇ ભય નથી જાનવરોના ગળા ઉપર છરી મૂકતા બીચારા બૂમો પાડે છે થરથર કંપે છે ધર્મી જન આના બનાવ આખે જોઇ શકતો નથી

श्लोक.

कटकेनापि विद्धस्य, महती वेदना भवेत्।
चक्र कुंतासियष्ट्याद्यै,-र्मार्यमाणस्य किं पुनः

કાટાથી વિધાતા પણ પ્રાણીને મોટી વેદના થાય છે કોઈ માણસના પગમાં શુળ પેશી હોય છે તો તે શુળ કાઢતાં ચીસ પાડે છે તો ચક્ર, કુત, લાકડી, તરવાર, છરી, ચપ્પુથી જીવોનો નાશ કરતા બીચારા પ્રાણીઓને કેટલુ દુ ખ થતુ હશે ? તેનો વિચાર કરવો જોઇએ આપણા પેટમા કોઇ છરી મારે તો મહા દુ ખ થાય છે, ત્યારે કુકડા, કબુતર, ગાય, ભેસ જેવા પ્રાણીઓના માસ માટે છરી તરવાર મારતા બીચારાને કેટલુ દુ ખ થતુ હશે ? અલબત્ત અત્યત દુ ખ થાય છે

## श्लोक

अमेध्यमध्यकीटस्य,–सुरेंद्रस्य सुरालये,
समाना जीविताकांचा, तुल्य मृत्युभय द्वयो

વિષ્ઠાની અદર રહેલા કીડાને તથા દેવ વિમાનમાં રહેલા ઇંદ્ર એ બેને જીવવાની આકાક્ષા સરખી છે તથા મૃત્યુ ભય પણ બન્નેને તુલ્ય છે માટે કોઇ જીવનો નાશ કરવો ઘટતો નથી

ચોરીનો માલ ચડાળે જાય છે આ ભવમા વધ, બધન, છેદન, તાડન, તર્જન, કેદખાનાની સજા વિગેરે દુ ખો ઉત્પન્ન થાય છે ચોરને હૃદયમા શાતિ મળતી નથી ચોરી કરનાર નરકના રૌરવ દુ ખ પામે છે ચોરીના માલથી કોઈ સુખી થયો નથી અને થવાનો પણ નથી ચોરનો કોઈ વિશ્વાસ લ વતુ નથી, ચોરીથી દુનિયામા કીર્તિનો નાશ થાય છે, ચોરી કરનાર માણસ, ઘોર પાપ કરતા પણ ડરતો નથી ચોરને કોઇ શરણે રાખતુ નથી એક તલભાર ચોરી પણ પ્રભુ જાણી શકે છે ચોરી કરનાર માણસ એમ સમજે છે કે હુ ચોરી કરૂ છુ તે કોઈ દેખી શકતુ નથી, પણ જ્ઞાની મહારાજા દેખી રહ્યા છે, માટે ચોરીનુ પાપ મોટામા મોટુ છે ચોરી કરનાર માણસ ઘાતકી હોય છે ચોરી કરનારને જીવોનો નાશ કરવા મા ડર લાગતો નથી. ચોરી કરનાર મનુષ્ય અ તે દુ ખ પામે છે કોઈપણ વખતે કોઇની વસ્તુ તેના માલીકને કહ્યા વિના લેવી નહીં આ દુનિયામા વારવાર મનુષ્ય જન્મ મળનાર નથી, માટે પોતાનુ

દ્યાત જણાવે છે કે –એક નગરીમા એક નૃપતિ રાજ્ય કરતો હતો. તેને પાચ રાણીઓ હતી એક દિવસ રાજા પાચે રાણીઓ સહિત ગોખમા બેઠો છે તે નગર ચર્ચા જુએ છે તેવામા એક ચોરને કોટવાળ ફાસી દેવા લઈ જાય છે, તે ચોરને દેખી રાણીઓના મનમા દયા ઉત્પન્ન થઈ પ્રથમ રાણીએ રાજાને વિનતિ કરી એક દિવસ માટે છોડાવી, ખવરાવી પીવરાવી હજારો રૂપીયા ખર્ચ કર્યા, ત્યારે બીજા દિવસે બીજી રાણીએ ચોરને છોડાવી તેને મેવા મિષ્ટાન્ન ખવરાવ્યા ત્યારે ત્રીજા દિવસે ત્રીજી રાણીએ અને ચોથા દિવસે ચોથી રાણીએ ચો ને છોડાવ્યો પાચમી અણમાનીતી રાણીએ રાજાને વિનતિ કરી કે–આપ મારા ઉપર પ્રસન્ન થઇ વર આપશો રાજા એ આજ્ઞા કરવાથી પાચમી રાણીએ માગ્યુ કે, 'આ ચોરને મારી નાખવો નહીં એને અભયદાન આપો' રાજાએ તેણીનુ કહ્યુ માની છોડી દીધો પાચમી રાણીએ ચોરને પોતાના ઘેર બોલાવી શિખામણ આપી કે, પારકી વસ્તુ લેવામા મહાપાપ છે

સાથે મળતાપણુ બતાવી રૂપૈયા મોકલાવી આપ્યા છે ત્યારે અમેરિકાના લોકોને પ્રાણીઓની દયા માટે આટલી લાગણી ફેલાઈ છે, ત્યારે હિન્દવાસી ભારતબધુઓએ આ વાતને ભૂલવી જોઈતી નથી જૈન કોન્ફરન્સે જીવતા કાચબાના શરીરપર થતી ક્રિયાથી જાણીતી થતા તેમાથી બનતી ચીજો નહીં વાપરવાનો ઠરાવ કરી તેની સામે આખી જૈન કોમની દયાળુ લાગણી સતેજ કરી છે તેવીજ રીતે આ ઘાતકી ધધાને અટકાવવા અમેરિકાના ભાઈઓની માફક જૈન કોન્ફરન્સે તથા જૈનોના દરેક મડળે પોકાર ઉઠાવી નામદાર સરકાર તથા મુગા પ્રાણીઓ ઉપર થતુ ઘાતકીપણુ અટકાવનારી મડળીઓનુ ધ્યાન ખેચવુ જોઈએ છીયે જેવુ પોતાને દુખ થાય છે, તેવુ પરને પણ દુખ થાય છે હજારો પ્રાણીઓની હિસા કરવાથી, પ્રાણીઓના પોકારથી તથા ભયકર પાપથી વરસાદ પણ બરાબર આવતો નથી દુકાળ ઉપર દુકાળ પડવા લાગ્યા છે ભયકર રોગોની ઉત્પત્તિયો થવા લાગી છે અજ્ઞાની પશુ સદૃશમનુષ્યો

છે આ ધધાના સબંધમા અમેરિકામા ન્યુયોર્કની એક ચામડાની પેઢીએ ગયા ૧૯૦૬ ના અકટોબર માસમા કલકત્તા ખાતેની પ્રાણીસ કટ નિવારણ ક પ નીના સેક્રેટરી ઉપર એક પત્ર લખ્યો હતો જેની મતલબ એવી છે કે, હિ દના કેટલાક ભાગોમા જીવ તા બકરાની ચામડી ઉનારવાનો ધધો ચાલે છે, તેને અટકાવવા તમો બનતુ કરવા લાગ્યા છો આ ક્રૂર તાની વાત જ્યારે અમેરિકામા ફેલાઈ ત્યારે તે માન વામા પણ આવી નહોતી, કારણકે હિદુસ્તાનના જેવો કોઈ દયાળુ દેશ નથી, પણ મળેલી હકીકત ઉપરથી જણાય છે કે એ ઘાતકી ધધો હિદમા હયાતી ભોગવે છે તેના તરફ અમો કરોડોવાર તિરસ્કારની દ્રષ્ટિથી જોઇએ છીએ એ ધધાને દાબી નાખવા જે ઉપાયો લેવા પડે તેને ટેકો આપવા અમો તૈયાર છીએ, અને તે વેપારને અટકાવવા અમો જે પગલા લેવા પડે તે લેવા તૈયાર છીયે આ ઘાતકી રીવાજ અટકાવવા તમારી સરકાર તમને મદદ આપશે બીજી પેઢીવાળાએ પણ ઉપરના પત્રની

આચાર વિચારના શેખીન છે, છતા આ દેશની હાજતો શી છે ? તેના પણ અભ્યાસી જણાય છે અને તેથીજ પોતાના રાજ્યમા ગાય, ભેસ, બળદ, વિગેરે જાનવરોનો વધ નહીં કરવાનુ જાહેરનામુ બહાર પાડયુ છે હમણાજ ગોંડલના દયાળુ રાજાએ બકરાના નાના બચ્ચા જેઓ ચારો ન ચરી શકે તેવા હોય છે તેમને રક્ષણ મળી શકે તેવો હુકમ બહાર પાડી તે હુકમની વિરૂદ્ધ ચાલનારને શિક્ષા ઠરાવેલ છે આ હુકમ બહાર પાડી નામદાર ઠાકોર સાહેબે એક રાજ્યવશીની ફરજ અદા કરી છે કેમકે ક્ષત્રી રાજાઓનો એવો ધર્મ છે કે-નિરપરાધી નિર્બળ જીવોનુ સબળ શત્રુઓથી રક્ષણ કરવુ

આ દેશના દુર્ભાગ્યે હજારો બકરા ઘેટા દરરોજ માસાહારી પ્રજાને માટે ખોરાક તરીકે કસાઇખાતા મા કપાવા લાગ્યા છે, અને નાના બચ્ચાઓને રખડતા મુકવાથી નાશ થાય છે ઘેટા બકરાઓની સખ્યામા આવી રીતે ઘટાડો થવાથી આ ઉપયોગી જાનવરોનુ મૂત્ર અને લીંડીઓ જે ઉમદા ખાતર

તરીકે ગણાય છે, તે મોઘુ વેચાતા તથા તેના ઘટાડો થતા જમીનને ધોવાઈ જતો કસ વધુ ધોવાતોજ જાય છે અને તેથી ખેતીના પાક દરરોજ ઘટતો જાય છે

બીજા દેશીરાજ્યોએ ગોડળ નામદાર ઠાકોર સાહેબના પગલે ચાલી જાનવરોનો થતો નાશ અટ વવો જોઇએ

જણાવતા ખુશી ઉપજે છે કે–કાઠીયાવાડ, ગુજ રાત, મારવાડ, મેવાડના કેટલાક રાજાઓ આ હાનિને કળી ગયા છે, અને તેમણે ઘોડાના તબેલા ભરવા કરતા ગૌશાળાઓ ભરવાની જરૂરીઆત સ્વી કારી છે માટે અમો તેમને ધન્યવાદ આપીએ છીએ. જાનવરોની દયા કરવી જોઇએ એમ અત કરણથી ઉત્પન્ન થયેલી દયાની લાગણી કહે છે મરણથી જીવોને બચાવવા ઉત્તમ જીવો પ્રયત્ન કરે છે સર્વ જીવોને જીવિતવ્ય વ્હાલુ છે

એક વખત કોઇ એક ગૃહસ્થ કોઇ ડુગરના પ્રદે શમા ચાલ્યો જાય છે ત્યારે તે શેઠને રસ્તામા ચોર

લોકો મળ્યા ચોરો ગૃહસ્થને મારવા લાગ્યા, ત્યારે ગૃહસ્થ બોલ્યો કે, અરે ભાઇઓ! મને મારશો નહીં તમારે ઘરેણાં વસ્ત્ર વિગેરે લેવાનુ હોય તે લઇ જાઓ, પણ મને જીવતો જવા દો, ચોરો કહેવા માડ્યા કે, તને જીવતો જવા દેઈશુ નહિ, ત્યારે ગૃહસ્થ શેઠ બોલ્યો કે, ગમે તેમ કરી મને જીવતો જવાદો એમ ઘણી આજીજી કરી છૂટી ગયો તે ઉપરથી સમજવાનું કે-મૃત્યુ સમાન ભય નથી મ કોડા સરખો નાનો જીવ પણ જ્યારે આપણે તેને પકડવા જઇએ છીએ ત્યારે મરણના ભયથી નાશી જાય છે જો તેનામાં જ્ઞાન ના હોય તો કેમ નાસી શકે? માટે સિદ્ધ થાય છે કે-મ કોડા સરખા નાના પ્રાણીમા પણ જ્ઞાન રહ્યુ છે, અને જ્યા જ્ઞાન હોય તે જીવ કહેવાય છે સુખ દુ ખની ચેષ્ટા કરે, સુખ દુ ખને જાણે, આહારાદિક ગ્રહણ કરે તેને જીવ કહેવાય છે કીડી, મ કોડા, જુ, પુરા, વનસ્પતિ વગેરે સર્વ જીવોનો સમાવેશ ચોરાશી લાખ જીવાયોનિમા થાય છે ખ્રીસ્તિ ધર્મવાળાઓએ ચોરાશી લાખ જીવયોનિની બાબત

થશે તે કહી શકાતુ નથી માસભક્ષણ કરવાથી ધ
ર્મનો નાશ થાય છે, એમ સર્વ તીર્થ કરો-પેગબરો,
મહાત્માઓ, રૂષિયો વિગેરે કહે છે,

શ્રી જૈન શાસ્રમા પણ કહ્યુ છે કે,

यदिहनात्मलाभ, लभते किल पादपो निनामूल
तह धम्मोवि जियाण, न होइ नूण दयाइ विणा. १

જેમ ઝાડ મૂળ વિના પોતાનુ જીવનરૂપ લાભ
મેળવી શકતુ નથી, તેમ દયા વિના જીવોને ધર્મ
પણ થતો નથી જ્યા પશુઓના પેટ ચીરી માસભક્ષણ
કરવુ, તેનુ લોહી પીવુ, હજારો પશુપખીઓના
પ્રાણ નાશ કરવા, અને હૃદય કાળુ કરી ધર્મી નામ
ધરાવવુ થાય છે, ત્યા તો કદી સત્ય ધર્મ કહેવાય નહીં
વળી કહ્યુ છે કે—

श्लोक

यः खलु यथा तथा वा देहभृतो हवि विरसमारसतः
सो दुरकलरकरिंछोली करालिओ ममइ भीमभवे

જે રડતા પ્રાણીઓને જેમ તેમ કરીને મારી

જે ભવ્ય પુણ્યવંત જીવના હૃદયમાં વીતરાગ ભગવંતે કહેલી જીવોની રક્ષા વસેલી છે તે જીવ, જીવોની રક્ષા કરીને પરભવમાં મોટા સ્થાને ઉત્પન્ન થાય છે, અને ત્યાં તેના વશમાં દેવ, અસુર, રાજા, યક્ષ, રાક્ષસ, આદિ, સર્વ પ્રાણીઓ થાય છે જીવની રક્ષા કરવાથી પુણ્યની ઉત્પત્તિ થાય છે અને તે પુણ્યથી ધન સંપત્તિ, નિરોગી શરીરની ઉત્પત્તિ થાય છે તે બતાવે છે

## શ્લોક

वने रणे शत्रुजलाग्निमध्ये, महार्णवे पर्वतमस्तके वा
सुप्तं प्रमत्तं विषमस्थितं वा, रक्षंति पुण्यानि पुराकृतानि

જ્યાં વાઘ, ચિતરા આદિ હિંસક જાનવરો વસતા હોય તેવા વનમાં તથા રણમાં તથા શત્રુના વર્ગમાં તથા જળમાં તથા અગ્નિની આગ લાગી હોય તેવા ઘર માંથી બચી જવું, મોટા સમુદ્રમાં ઝાઝ, વહાણ આગ બોટમાં બેશી ગયા હોય અને ત્યાં ઉત્પાત થવાથી બચી જવું અથવા પર્વતના શિખર ઉપર ચડી બેઠા

જીવવુ, રૂડુ સૌભાગ્ય પામવુ, ઇત્યાદિ સર્વે પુણ્યનાજ ફળ છે દરિદ્રાવસ્થા, દૌર્ભાગ્યતા, અકાલમૃત્યુ, રોગીપણુ, ઇત્યાદિ દુ ખો પાપ કર્મથી ઉત્પન્ન થાય છે માટે વિવેકી જનોએ દયાની દૃષ્ટિ રાખી કોઇપણ જીવોનો ઘાત કરવો નહીં, અને માસ વિગેરે અશુચિ મયપદાર્થોનુ ભક્ષણ કરવુ નહીં, સર્વ દેશના તથા સર્વ કાળના મહાપુરૂષો સાક્ષી પુરે છે કે-માસાહારથી મનુષ્ય આધ્યાત્મિક ઉન્નતિ કરી શકવા અસમર્થ થાય છે અ ત કરણની શાત દયા ભાવવાળી જે સ્થિતિ છે તેજ આત્માની ઉન્નતિ કરવા સમર્થ થાય છે અને માસાહાર તો મનુષ્યને ક્રૂર, અશાત, વિકાળ, જડ આદિ વિવિધ દોષોથી યુક્ત કરતો હોવાથી તેનો ત્યાગ કરવો જોઇએ આ વિષયમા પ્રત્યક્ષ પ્રમાણ પાશ્ચાત્ય પ્રજાઓ છે તે યુરોપીયન લોકો પ્રવૃત્તિમા ગમે તેટલા આગળ વધેલા છતા તેઓની અસાધારણ અશાતિ, વિકળતા, ન્યાયાન્યાયબુદ્ધિ-રહિતતા, સ્વાર્થ સાધવામા તથા અન્યનુ નિકદન કાઢવા મા કુશળપણુ, અ ત કરણમા કોમળતાની ન્યૂનતા

હોય ત્યા અકસ્માત્થી બચી જવું એ સર્વે, પૂર્વભવમા કરેલા પુણ્યનુ માહાત્મ્ય છે અને પુણ્ય પણ જીવની દયાથી ઉત્પ ન થાય છે વળી જીવદયા આદિ ધર્મ કરવાથી જે ફળ થાય છે, તે જણાવે છે

## गाहा

धम्मेण कुलप्पसूइ, धम्मेण य दिव्वरूवसपत्ती
धम्मेण धणसमिद्धी, धम्मेण सुविथ्थडा कीत्ति-१
धम्मेण धणविउल, आउ दीहच सुहच सोहग्ग,
दारिद दोहग्ग, अकाल मरण अहम्मेण-------२

ભાવાર્થ—જીવની દયા કરવી, મદિરાનો ત્યાગ કરવો, મરતા પ્રાણીઓને બચાવવા, ગરીબોને મદદ કરવી એ આદ ધર્મ કૃત્યથી ઉત્તમ કુળમા જન્મ થાય છે મનોહર દિવ્ય સપત્તિ પણ ધર્મ કર્મથી પમાય છે કોટી આદિ ધન પામવુ તે પણ ધમ થી છે જગતમા સારી રીતે કીર્તિનો વિસ્તાર પણ ધર્મ થી થાય છે પગલે પગલે લક્ષ્મીની પ્રાપ્તિ પણ પુણ્ય થી થાય છે લાબા વર્ષ સુધી સુખ સમાધિપૂર્વક

જીવવુ, રૂડુ સૌભાગ્ય પામવુ, ઇત્યાદિ સર્વ પુણ્યનાજ ફળ છે દરિદ્રાવસ્થા, દૌર્ભાગ્યતા, અકાલમૃત્યુ, રોગીપણુ, ઇત્યાદિ દુ ખો પાપ કર્મથી ઉત્પન્ન થાય છે માટે વિવેકી જનોએ દયાની દૃષ્ટિ રાખી કોઇપણ જીવોનો ઘાત કરવો નહીં, અને માસ વિગેરે અશુચિ મયપદાર્થોનુ ભક્ષણ કરવુ નહીં, સર્વ દેશના તથા સર્વ કાળના મહાપુરૂષો સાક્ષી પુરે છે કે– માસાહારથી મનુષ્ય આધ્યાત્મિક ઉન્નતિ કરી શકવા અસમર્થ થાય છે અ ત કરણની શાત દયા ભાવવાળી જે સ્થિતિ છે તેજ આત્માની ઉન્નતિ કરવા સમર્થ થાય છે અને માસાહાર તો મનુષ્યને ક્રૂર, અશાત, વિકાળ, જડ આદિ વિવિધ દોષોથી યુક્ત કરતો હોવાથી તેનો ત્યાગ કરવો જોઇએ આ વિષયમા પ્રત્યક્ષ પ્રમાણ પાશ્ચાત્ય પ્રજાઓ છે તે યુરોપીયન લોકો પ્રવૃત્તિમા ગમે તેટલા આગળ વધેલા છતા તેઓની અસાધારણ અશાતિ, વિકળતા, ન્યાયાન્યાયબુદ્ધિ–રહિતતા, સ્વાર્થ સાધનામા તથા અન્યનુ નિકદન કાઢવામાં કુશગપણુ, અ ત કરણમા કોમળતાની ન્યૂનતા

અને ક્રૂરતાદિ દોષો તેમના વિશ્વપ્રસિદ્ધ છે તે માસાહારી મનુષ્યોની વાણી અને આચારમા પૃથ્વી અને આકાશ જેટલું અ તર છે તે માસાહારીઓ ક્યારે કોનો ગ્રાસ કરી જશે તેનું અનુમાન બુદ્ધિમાન લોકો પણ કરી શકતા નથી

જનાવરોની સૃષ્ટિનુ અવલોકન કરનારને પણ માસાહારી પશુઓના સ્વભાવમા તથા વનસ્પતિનો આહાર કરનાર પશુઓના સ્વભાવમા મોટો તફાવત લાગશે, સિંહ વાઘ વરૂ સર્પ વિગેરે માસાહારી પ્રાણીઓ કેટલા અશાત વિકાળ ભયકર ક્રૂર અને ન્યૂન બુદ્ધિવાળા હોય છે, કેવળ માસાહાર ઉપર રહેનારા આ પ્રાણીઓથી મનુષ્યને કેટલો થોડો લાભ થયો છે એથી ઉલટુ વનસ્પતિ આહાર ઉપરનિર્વાહ કરનારા હાથી, ઉંટ, ઘેટા, ગાય, ભેંસ, બળદ ખચ્ચર વિગેરે અસખ્ય પ્રાણીઓ કેવા શાન્ત અને બુદ્ધિવાળા હોય છે અને તે કેવા મનુષ્યના ઉપયોગમા આવે છે ! ગાયનું છાણ, ભેંસનું છાણ, બકરીની લીંડીઓ વીગેરે કેવુ ખેતરમા અનાજ ઉગી નીકળે છે ! !

અને તેથી જગતને કેટલો બધો લાભ થાય છે ? સિંહ, વાઘ, વરૂ, કે સાપ આદી જાનવરો જે માસ ખાનારા હોય છે તે જગતના કઇપણ ઉપયોગમા આવતા નથી વળી વિચારો કે ઘોડા, હાથી, ઉંટ, ઘેટા, ગાય, ભેસ, બકરા ગધેડા, બળદ, ખચ્ચર વગેરે પશુઓ ન હોય તો મનુષ્યના વહેવાર કેવા અટકી પડે ? એવા ઉપયોગી જાનવરોના શરીર ફાડી માસ ખાનારા ઘાતકી લોકો જગતનુ કેટલુ બધુ બૂરૂ કરે છે ? પશુકે જે મનુષ્યના ભાડુઓ છે, તેમના મુડદાં આઇને પોતાના શરારને મલીન અને ભ્રષ્ટ કરનારા કોણુ મનુષ્ય, શાન્ત સાત્વિક, દયાળુ, પ્રેમાળ, ન્યાયી, પરો પકારી, ક્ષમાશીલ રહી શકે ? અલબત્ત ન રહી શકે, સર્વ જગતના પ્રાણીઓને પોતાના આત્મા સમાન માન્યાસિવાય આધ્યાત્મિકજીવન ભોગવી શકાતુ નથી, માટે ધર્મના ઉપર જેઓ પ્યાર રાખે છે, તેમણે આ મામભક્ષણરૂપ મહાપાપથી દૂર રહેવુ માસ ખાનારા લોકો પ્રથમ તો પોતાના આત્માને પાપથી મલીન કરે છે અને દુનિયાના ઉપયોગમા આવનાર જાનવ

રેનો નાશ કરી જગતનુ પણ ભૂડુ કરે છે, તે ઈશ્વર સિદ્ધ પરમાત્માથી કઇ અજાણ્યુ નથી વળી કહ્યુ છે કે —"આહારશુદ્ધયાસત્વપ્રકૃતિશુદ્ધિ" આહારની શુદ્ધિથી સત્વ પ્રકૃતિની શુદ્ધિ થાય છે માસ અને દારૂ, સત્વપ્રકૃતિનો નાશ કરે છે માટે દરેક મનુષ્યોએ તે આહારનો ત્યાગ કરવો જોઇએ

વળી મહાભારતમા કહ્યુ છે કે

## श्लोक

यादृशी वेदना तीव्रा, स्वशरीरे युधिष्ठिर !
तादृशी सर्वभूताना, मात्मन सुखमिच्छताम्

શ્રીકૃષ્ણ પ ડુપુત્ર યુધિષ્ઠિરને કહે છે કે—હે યુધિષ્ઠિર ! જવી પોતાના શરીરઘાતથી તીવ્રવેદના થાય છે, તેવી સુખને ઈચ્છનારા સર્વપ્રાણીઓને વેદના ઉત્પન્ન થાય છે આ ઠેકાણે ખેદ સહિત જણાવવુ પડે છે કે બગાલની તરફ વિદ્વાન્ ધર્મી નામ ધરાવનાર બ્રાહ્મણો માછલા

દારૂ વિગેરનો ઉપયોગ કરે છે આ દેશમા કસાઇના ઘરમા પણ અહબથી કામ થાય છે ત્યારે તેની તરફ બ્રાહ્મણો જલડોડી તરીકે માછલા વિગેરેને ગણી તેનુ ભક્ષણ કરે છે તેવાઓને બ્રાહ્મણોને ઠેકાણે ચાંડાલો કહેવામા કોણ અચકાય ? માસ અને દારૂ પીનારને બ્રાહ્મણ નહી શકાયજ નહી

વળી તેજ પુરાણમા કહ્યુ છે કે —

## श्लोक

अहिंसा परमो धर्मस्तथा हिंसाऽपरतप'
अहिंसा परमं ज्ञान, अहिंसा परम पद ॥

જીવની હિંસા કરવી નહી તેજ મોટામા મોટો ધર્મ છે તથા અહિંસા એટલે દયા તેજ મોટામા મોટુ તપ છે અહિંસાજ પરમ જ્ઞાન છે અને સમજવાનુ કે હાથમા કુરાન, વેદ, મોટા મોટા શાસ્ત્રો રાખી વાચતા જઈએ અને બુમો પાડતા બકરા વગેરે પશુએના ગળા ઉપર છરી મારવી આ શુ ? આવુ

અઘોર પાપ કરનારને કોણુ જ્ઞાની કહે? અલબત્ત, તે જ્ઞાની કહી શકાયજ નહિ

વળી ઇતિહાસ પુરાણુમા કહે છે કે —

## श्लोक

**अहिंसा परमं दानं, अहिंसा परमो दमः**
**अहिंसा परमो यज्ञस्तथाऽहिंसा परं श्रुतं ॥**

જીવની દયા એજ મોટામા મોટુ દાન છે અન્યના પ્રાણુનુ ભક્ષણ કરવુ એજ મોટામા મોટુ પાપ કરી સુવર્ણ વિગેરેનુ દાન આપનાર પવિત્ર થતો નથી જીવની દયા કરવી, તેજ ઉત્કૃષ્ટ દમ છે જીવોની હિ સા કરવી નહી તેજ મોટો યજ્ઞ છે જે મનુષ્યો યજ્ઞમા બકરા વિગેરે પશુઓને હોમે છે તે યજ્ઞ કહેવાય નહી પણ તે તો નરકનો કુડ છે જીવની દયા કરવી તેજ ઉત્કૃષ્ટ શ્રવણ શ્રુત છે

વળી આગળ જણાવે છે કે —

श्लोक

तिर्यग्योनिसहस्रेषु, प्राप्य जन्मः पुनः पुनः
अल्पजातिषु जायते, पुरूषाः प्राणहिंसकाः

જાનવરોની હિંસા કરનારા પાપી મનુષ્યો પશુ પખી જલચર વિગેરે તિર્યંચ યોનિમાં હજારો વખત અવતાર લઈ છેવટે ચમાર, વાઘરી, ભંગી, ખાટકી આદિ નીચ જાતિમા ઉત્પત્ત થાય છે, આ વાત ખરેખર સત્ય છે હજારો શાસ્ત્રોના પ્રમાણ મૌજુદ છે

વળી તેજ પુરાણમા આગળ કહે છે કે-

श्लोक

सर्ववेदाधिगमनं, सर्वतीर्थावगाहनम् ॥
सर्वं यज्ञफल चैव, नैवत् तुल्यमहिंसया ॥

સર્વ વેદોનુ જ્ઞાન કરવુ, અને સર્વતીર્થોનુ પૂજન કરવુ અને સર્વયજ્ઞોનુ ફળ પણ જીવોની હિંસા નહીં કરવાથી જે પુણ્ય ઉત્પન્ન થાય છે તેની બરોબર નથી

અમુક ભૈરવ અમુક રૂદ્રાણી અમુક જોગણીઓને હુ પાડો ચડાવુ છુ અને હે દેવી !! વા ભૈરવ !! તમે તેનો ભોગ લેજો, અને અમારૂ કાર્ય સિદ્ધ કરજો અને અમારી શાતિ રાખજો આમ અજ્ઞાનતાથી અવળે માર્ગે ચડી જઇ બીચારા મનુષ્યો, જાનવરોના પ્રાણુનો નાશ કરે છે, અને અતે પાપથી ભારે થઇ અધમ ગતિમા જાય છે

ઘણે સ્થાને ગામડાઓમા વા શહેરમા પ્લેગ વા કોગળીયુ ચાલે છે, ત્યારે કેટલાક જડ ભુવાઓ ડાગ કરી ધુણવા મડી જાય છે, ત્યારે લોકો જાણે છે કે એના શરીરમા માતા આવ્યા છે ત્યારે ભોળા લોકો પગે લાગીને કહે છે કે માતાજી !! તમે કોણ છો ? ત્યારે ભુવો વા ભુરેણુ માથુ હલાવીને કઈક દમ દેખાડી બોલે છે કે અરે હજી સુધી તમો અમારાથી અજાણ્યા છો ? તમો સમજશો નહિ તો તમારા ગામનુ ખરાબ એદાન મેદાન થઇ જવાનુ,ત્યારે ભોળા લોકો પાઘડીઓ ઉતારી અનિષ્ટ દૂર કરવા કરગરીને કહે છે ત્યારે કહે કે મારાનામનુ નૈવેદ્ય કરજો, એક બકરો અને એક પાડો

ચડાવજો. એટલે તમને બીલકુલ ધોકો થશે નહીં. અમો જોગીણીઓ છીએ ગામોગામ ફરવા નીકળ્યા છીએ. આમ કહે ત્યારે લોકો બકરા અને પાડાઓને મારી નાખે અને જુઓ તો પ્લેગ વા કોગળીયુ કંઈ શાન્ત થતું નથી ઉલટુ પેલું ધુણનારૂં માણસ વહેલું પ્લેગમાં વા કોગળીઆમાં મરી જાય છે ભુવાએ ખોટું ધતીંગ કરી ભૈરવ યોગિનીનું નામ દઈ પ્રાણીઓનો નાશ કરાવ્યો તેથી ઉલટો અપજશ તે દેવતાઓને અપાવે છે, અને નાહક લોકોમાં એવા દેવોની લોકો નિંદા કરે છે ઉલટું દેવતાઓને અપયશ મળે છે

આ પંચમકાળ કે જેને કલિયુગ કહે છે, તેમાં હાલ ઘણા ખરા પાપી અને અધર્મી જીવોની ઉત્પત્તિ થાય છે, અને વળી તેમાં પણ પાપી લોકો લાખો ગરીબ જાનવરોને દરેકવર્ષ માંસને માટે મારી નાખે છે, તેથી મોટું પાપ ઉપાર્જન કરે છે, અને તેથી ઉગ્ર પાપ આ જન્મમાં પણ ઉદયમાં આવે છે તેથી પાપના ઉદયે દેશમાં દુકાળ રોગ વિગેરે અનેક ઉપદ્રવ થયા કરે છે માટે જો પોતાનું તથા પરનું ભલું ઇચ્છતું

મલીન થયુ છે એવા માણસો હજારો નદીઓમા
સ્નાન કરે તો પણ શી રીતે શુદ્ધ થાય ?

વળી મહાભારતમા કહ્યું છે કે —

## શ્લોક

क्वमांस क शिवे भक्ति· क्वमद्यक भवार्चनम्
मद्यमांसानुरक्तानां, दूरे तिष्ठति शकर १

કયા માસ ભક્ષણ અને કયા શિવની ભક્તિ ! ! અને કયા મદિરા અને કયા શિવનુ પૂજન અલબત્ત, માસ અને દારૂ પીનારાઓથકી શ કર દૂર રહે છે

વળી કહ્યુ છે કે —

## શ્લોક

किं जापहोमनियमै, स्तीर्थस्नानैश्चभारत !
यदि खादति मांसानि, सर्वमेतन्निरर्थकम् १

હે ભારત ! જો માસ ખાય છે તો પછી જાપ,

હોમ તીર્થસ્નાનથી અને નિયમવડે શુ ? અર્થાત્ તે સવ માસ ખાનારને નિરર્થક છે

વળી કહ્યુ છે --

श्रूयते यानि तीर्थानि, त्रिषु लोकेषु भारत ! ।
तेषु प्राप्नोति सत्स्नान, यो मांस नैव भक्षति १

હે ભારત ! ત્રિલોકમા જેટલા તીર્થસ્થાન છે, તેટલા સર્વ તીર્થમા માસ જે ખાતો નથી તેણે સ્નાન કર્યું સભળાય છે

માસ ખાનારની પરભવમા કેવી સ્થિતિ થાય છે ત દર્શાવે છે

## શ્લોક

अल्पायुषो दरिद्राश्च, परकर्मोपजीविन·
दुष्कुलेष्वेव जायते, ये नरा मांसभक्षकाः १

જે માસ ખાય છે, તે પરભવમા અલ્પ આયુષ્યવાળા થાય છે, તથા દરિદ્ર થાય છે, તથા પારકી ગુલામગિરીથી આજીવિકા ચલાવે છે, તથા નીચ કુળમા જન્મ ગ્રહણ કરે છે આ પ્રમાણે મહાભારતમા કહ્યુ છે

વડે અથવા યજ્ઞદ્વારાએ હોમવાને લીધે શાંતિ થાય છે એમ જાણી તેઓનો વધ કરી નાખે છે તેઓનુ ખરેખર અજ્ઞાન છે કારણ કે,

हिंसा विघ्नायजायेत, विघ्नशांत्यै कृतापि हि
कुलाचारधियाप्येषा, कृताकुलविनाशिनी

શાન્તિને માટે કરેલી હિંસા શાન્તિના ફલને ન આપતા અનિષ્ટ ફળ આપનારી થાય છે તે અમારા કુલનો આચાર છે, એમ જાણી કરેલી હિંસા કુલનો વિનાશ કરે છે મુસલમાનો બકરી ઇદને દહાડે ખી ચારા ઙ ગાત બકરાઓને ધમ નો આચાર છે એમ ગણી વધ કર છે મનુષ્યોએ કરેલી હિંસા તેઓને અનિષ્ટ ફલને આપનાગ થાય છે તેમ કોલેરા જેવા મરકીના સમયે જે અજ્ઞાનીઓના અજ્ઞાનથી હિંસા થાય છે, હિંસા કરે છે, તેઓને પણ સારૂ ફળ ન આપતા કરેલી હિંસા કુળનુ નિકંદન કરનારી થાય છે હિંસા છે તે સર્વથા કુલ નાશકારિણી ને કુલા ચાર તથા બુદ્ધિનો ભ્રંશ કરનારી છે બુદ્ધિના ભ્રંશે,

માંસભક્ષણ કરવાથી બુદ્ધિનો ભ્રંશ થયે છતે વિદ્યાનો નાશ થાય છે વિદ્યાનો નાશ થયાથી વિવેક તથા પાત્રતા નાશ પામે છે પાત્રતાનો વિનાશ થયાથી ધનનો નાશ થાય છે ધનનો નાશ થતા દરિદ્રાવસ્થા પ્રાપ્ત થાય છે ને દરિદ્રાવસ્થા પ્રાપ્ત થયાથી ધર્મ કરવો મુશ્કેલ થઈ પડે છે ધર્મના અભાવે અનિષ્ટ કર્મોના ભોક્તા થવુ પડે છે

અને વળી કહ્યુ છે કે—

## શ્લોક

*अहिंसा सर्वजीवानां, सर्वज्ञैः परिभाषिता*
*इद मूल हि धर्मस्य, शेषस्तस्यैव विस्तरः ॥*

પ્રાણીઓના ઉપર અહિંસાપણાએ વર્તવુ, એજ ધર્મનુ સત્ય મૂળ છે એથી શેષ વિવર્ણ છે તે તો તેનો વિસ્તાર છે સર્વથા અહિંસા છે એજ ધર્મ છે જે જીવો કોલેરા આદિ રોગોના ઉદ્ભવે બિચારા કગાલને ( બકરા પાડા આદિને ) મારવા

વડે અથવા યજ્ઞદ્વારાએ હોમવાને લીધે શાંતિ થાય છે એમ જાણી તેઓનો વધ કરી નાખે છે તેઓનુ ખરેખર અજ્ઞાન છે કારણ કે,

हिंसा विघ्नायजायेत, विघ्नशांत्यै कृतापि हि
कुलाचारधियाप्येपा, कृताकुलविनाशिनी

શાન્તિને માટે કરેલી હિંસા શાન્તિના ફલને ન આપતા અનિષ્ટ ફળ આપનારી થાય છે તે અમારા કુલનો આચાર છે, એમ જાણી કરેલી હિંસા કુલના વિનાશ કરે છે મુસલમાનો બકરી ઇદને દહાડે બી ચારા ગરીબ બકરાઓને ધર્મનો આચાર છે એમ ગણી વધ કરે છે મનુષ્યોએ કરેલી હિંસા તેઓને અનિષ્ટ ફલને આપનારી થાય છે તેમ કોલેરા જેવા મરકીના સમયે જે અજ્ઞાનીઓના અજ્ઞાનથી હિંસા થાય છે, હિંસા કરે છે, તેઓને પણ સારૂ ફળ ન આપતા કરેલી હિંસા કુળનુ નિકંદન કરનારી થાય છે હિંસા છે તે સર્વથા કુલ નાશકારિણી ને કુલાચાર તથા બુદ્ધિનો ભ્રંશ કરનારી છે બુદ્ધિના ભ્રંશે,

વિદ્યાનો લોપ, વિદ્યાના લોપે વિનય વિનાશ, વિનય નાશે પાત્રતાનો અભાવ, પાત્રતાના અભાવે ધનનો નાશ, ધનના નાશે દરિદ્રતા, દરિદ્રતાને લીધે ધર્મનુ ધસારોળ, ધર્માભાવે સત્ય અને નીતિનો લોપ, સત્ય નીતિના લોપે અધમ તથા નઠારા કર્મ, નઠારા કર્મે મરીને નરકમા જાય ને અસહ્ય દુ ખનો ભોક્તા બને. જીવોની હિંસા છે એજ નરકનુ કારણ છે માટે સર્વથા તેનો ત્યાગ કરવો વળી શુ દેવે પશુઓના ઉપહારેજ ખુશી થતા હશે ? 'ના ના ' એ તો અ જ્ઞાનીઓની અજ્ઞાનતા છે પોતાને સ્વર્ગ મળશે એમ જાણી મૂઢો, ઉલટા નરક ગતિમા પડવાને માટે અનીતિ પથને સેવે છે કહ્યુ છે કે —

देवोपहारव्याजेन, यज्ञव्याजेन येऽथवा
घ्नंति जंतून् गतघृणा, घोरां ते यांति दुर्गतिम्

દેવને ઉપહાર (ભેટ) આપવાના મીષે અથવા યજ્ઞ યજનના મીષે જેઓ નિર્દય થઈ પશુઓને મારે છે, તે સ્વર્ગ સુખ ન લેતા નરકમા હજારો વર્ષ સુધી

નહીં કરવાનો નિર્ણય કર્યો. હુ મારા આ નિર્ણયને વળગી રહેલ છુ જો કે મારી મશ્કરી કરવામા આ વતી હતી મારી પછવાડેના જીદગીમા અને મારા પિતામહના દેહત્યાગ પછી શિકારની બીલકુલ ટેવ નહોતી. તોપણ પ્રસંગે બતકની ચીસ અને બચ્ચા કે જે પોતાની મરણ પામેલી માની પાસેથી ખસવાને પ્રયત્ન કરતા હતા તેના સતાપની છાપ હજી મારા મનને વિષે રહી ગએલી છે આવા યુરોપીયન પ્રખ્યિત નવના હજારો વિદ્વાનો પણ હવે દયાધર્મ સ્વીકારે છે ત્યારે અહિના અજ્ઞાની લોકો દારૂપાન, માસ ભક્ષણ જેવી ખરાબ વસ્તુઓ પર રૂચિ ધરાવે છે તે અફસોસકારક છે

માસ ખાનારા લોકો, પોતે પાપ કરીને બેસી રહેતા ગી, વળી તેમનાથી ઉલટુ તેમના સગમા આવનારા તકી બને છે માસભક્ષણ મોટામા મોટુ પણ જાતના ધર્મપુસ્તકમાં માંસ નથી. બાઈબલમા પણ માસ ખાવાનુ પણ હિંદુધર્મના પુસ્તકમા

न भक्षयति यो मांसं, न
समित्र सर्वभूतानां, ८,१४,

જેઓ માસનુ ભક્ષણ કરતા નથી અને જે
આટે પશુઓનો ઘાત કરતા નથી તેઓ સર્વ પ્ર
ઓના મિત્ર ગણાય છે

સસ્કૃત પ્રોફેસર મેકસમુલરનુ નામ અ
સર્વને જાણીતુ છે તેઓએ પોતાનુ
બહાર પાડ્યુ છે તેમા તેઓએ શિકાર
કેમ છોડી દીધું? તે પૃષ્ટ પર-૭૮મા જણાવવામા
છે તે જણાવે છે કે હુ જ્યારે બાર વર્ષની
રનો હતો, ત્યારે મારા પિતામહની સાથે તે
ની નાની ગાડીમા બેસીને જતો હતો
પિતામહની દૃષ્ટિ ઝાખી હોવાથી તેઓ
શક્યા નહીં, અને એ નાના બચ્ચાવાળી બતક તે
ના હાથથી કાળધર્મ પામી પ્રથમ તે માત
વિલવિલાટ અને પછી તે બચ્ચાનો વિલાપ હૃદય
ા આ દહાડેથી મે કોઇ દિવસ પણ

પખીઓને મારી તેના મૂતર મળથી અપવિત્ર માસનુ ભક્ષણ કરે છે તેને ઈશુ નામના જાપથી પ્રાર્થનાથી કશુ ફળ થતુ નથી માટે સર્વજીવોના ઉપર પ્રેમ રાખવો, કોઈને મારી નાખવા નહીં એજ મોટામા મોટો ધર્મ સમજવો જે મનુષ્ય પોતાના પાપીપેટની પૂર્તિને માટે જીવોને મારી નાખે છે, તેનામા જરા માત્ર પણ પરોપકાર કયાથી હોય ? બીજા જીવોને મારી નાખે છે તે પરોપકાર કરવામા સમજી શકતો નથી બીજા જીવોના પ્રાણ બચાવવા, એના સમાન જગતમાં બીજો પરોપકાર કોઈ નથી સર્વસુખકદભૂતજીવ દયા છે માટે ધર્માર્થીપુરૂષોએ સર્વથા જીવોનો ઘાત વર્જવો. સર્વ જગત્ પ્રાણીવધ કરતુ અટકો. માસભક્ષણથી પાપી જીવો નિવૃત્ત થાઓ. કોઇ પણ જીવનો ઘાત કરો નહીં મન, વચન, અને કાયાથી હિંસાનો ત્યાગ થાઓ દુનિયામા દયાની વૃદ્ધિ થાઓ સર્વ જગતના જીવોના હૃદય દયામય થઈ જાઓ એમ સદાકાળ હુ ઇચ્છુ છુ

—※—

પનુ રાખતા નથી હિંદુ કોમમા જે નીચ વર્ણ હોય છે—જેવાકે વાઘરી, ભંગી, લોકો દારૂ પીએ છે પણ ઉત્તમ જાતિ કદિ દારૂના સામી જોતી પણ નથી વળી સમજવાનુ કે હિંદુસ્થાનમા વસના જૈન લોકો કે જે ધર્મમાર્ગમા અતિપવિત્ર છે, અને જે ચોવીસ તીર્થ કરભગવાનોની આજ્ઞા પ્રમાણે વર્તે છે તે તો દારૂ અને માસના શત્રુ છે, અને આ હિંદુસ્થાનમા દારૂ અને માસના સામુ પણ નહીં જોનાર ખરેખર જૈન લોકો અગર ઉત્તમ હિંદુ વર્ણ છે

દારૂથી મનુષ્યની બુદ્ધિ નાશ પામે છે, અને તન મનમા બીગાડ દાખલ થતા તેના જીવનની ખુવારી થાય છે અનેર ખરાબ થયુ એટલે બાપ તેવા બેટા અને વડ તેવા ટેટા એ નિયમ પ્રમાણે દારૂડીઆ મા-બાપના છોકરા ખરાબ બુદ્ધિહીન—નબળાં નીવડે છે અફીણ સોમલ વિગેરે અન્ય ઝેરો ખાનારનેજ મારે છ પણ બીજાને મારતા નથી, પણ આતો જાતની જાત ખરાબ કરે છે, નીતિ વિનય સદાચરણને દૂર ધકેલે છે પૈસાનો નાશ કરાવે છે, ખોરાકના

ભક્ષણથી લોહી સુધરે છે અને દારૂ પીવાથી લોહી બગડે છે દારૂથી તદ્દન દૂર રહેવાથી ૭૭ દગી લાબી થાય છે

મુસલમાનોના પુસ્તકમા લખ્યુ છે કે, જેટલા શરીરપર દારૂના છાંટા પડે તેટલુ શરીર બાળી નાખવુ વળી આગળ મુસલમાનોના શાસ્ત્રમા લખ્યુ છે કે —

કોઈ એક ફકીર હતો, વનસ્પતિ પણ તે ચુટતો નહોતો તે ફકીર દેશાટન કરતો કરતો એક નગરની સમીપ પહોચ્યો ત્યા તે નગરના પ્રથમ દરવાજે ગયો ત્યારે દરવાને ફકીરને રોકયો ત્યારે ફકીરે કહ્યુ કે હે દરવાન ! મને કેમ રોકયો ? દરવાને કહ્યુ કે, માસ ભક્ષણ કરો તો તમને જવા દઈએ આ સાભળ તાજ ફકીર ત્યાથી ચાલતો થયો વળી તે ફકીર બીજા દરવાજે ગયો ત્યા પણ દરવાને કહ્યુ કે ધરેણાવાળા અમુક આ બાળકને મારી નાખો તો નગરમા પેસવા દઉ ફકીર ના કહી ત્યાથી થયો ત્રીજા દરવાજે ફકીર આવ્યો ત્યા

દરવાને ફકીરને કહ્યુ કે વેશ્યાની સાથે સભોગ કરો તો નગરમા પેસવા દઉં ફકીર ના કહી ત્યાથી ચોથે દરવાજે ગયો ત્યા દરવાને કહ્યુ કે એક બાટલી દારૂ પી જાઓ તો નગરમા પેસવા દઉં, ત્યારે ફકીરે વિચાર કર્યો કે, દારૂમા વિશેષ પાપ કઇ જોવામા આવતુ નથી, માટે લાવ તે પી લેઉ એમ વિચાર કરી દારૂ પી ગયો ! ત્યારે તે ફકીરની બુદ્ધિ ફરી ગઇ અને હુ "ફકીર છુ" તે બાબતનુ પણ ભાન રહ્યુ નહીં તે આમ તેમ ભટકવા લાગ્યો અને તેણે બેભાનમા વેશ્યાગમન કર્યું, ઘરેણાવાળા બાળકને મારી નાખ્યુ, માસનુ ભક્ષણ કર્યું એમ તે સર્વ પાપનો કરનાર તે ફકીર દારૂથી ખરાબ બન્યો, જો તેણે દારૂપાન કર્યું ના હોત તો બીજા પાપ કરી શકત નહીં, માટે સમજવાનુ કે સર્વ પાપોનુ મૂળ દારૂ છે, દારૂની લહેજતમા ઘણા અજ્ઞાની લોકો પોતાની જીદગીનો નાશ કરે છે વળી તે દારૂ, ખોરાકની ગરજ સારતો નથી તેમ દારૂ, પાણી પીવાની ગરજ સારતો નથી ખરેખર દારૂ તે ઝેર છે આ લોકમા દારૂડીઓ પોતાનુ આત્મહિત બગાડે છે

દુનિયામા ધર્મ શાસ્ત્રો દારૂનો ત્યાગ કરવાનુ કહે છે સર્વ વૈદો, તથા દાક્તરો પણ દારૂપાનમા દોષજ દર્શાવે છે દારૂ વિષ્ટા કરતા પણ ભૂડામા ભુડી વસ્તુ છે આપણને તે જોવો ગમતો નથી નાકને પણ તે સુઘવો ગમતો નથી મુખ પણ નાપસદી બતાવે છે પણ આશ્ચર્યની વાત છે કે દારૂડી આઓ તે સર્વ વાતને કોરે મૂકી અઘોર નરક જેવા બુરા કામમા પ્રવેશ કરે છે ! એવા દારૂ પીનારથી દેવતાઓ સદા દૂર રહેછે, દારૂ પીનારથી સદ્ગુણો તો રીસાય છે, હિંદુસ્થાન દેશ હજી નહીં ચેતે તો વધુ નુકશાનનો ભોગી બનશે, દારૂના પીઠાથી આ પાપી વ્યસનને પુષ્ટિ મળે છે, અક્કલનુ જેને અજીર્ણ થયુ છે એવા દાધારગી ભ્રષ્ટ, કુસગી, સુધારાના નામે કુધારા કરનારા કેટલાક નીચ લોકોના પ્રમગથી ઉચ્ચ જાતના હિંદુઓ પણ પોતાની નિર્મળ દેહ મળમૂત્ર સમાન દારૂથી વટલાવે છે તેમને કેટલો તિરસ્કાર આપવો ? હુ તો તેમનુ ભલુ ઈચ્છુ છુ ઇગ્લાડ વિગેરે દેશમા દારૂ નિષેધક મડળો

જઠ્થાબંધ ઉઘડે છે, તેથી ત્યાના લોકો આ બાબતમા જાગ્યા છે ત્યારે હિંદુસ્તાનના લોકો આવા ખરાબ વ્યસનમા સપડાય છે અહો ! તેમનુ કેટલુ અજ્ઞાન ? હવે સર્વપ્રજાઓ જાગો ! અને દારૂને દેશપાર કરો ! દારૂને સદાને માટે જ આપો, હિંદુસ્તાનની પડતી કરાવનાર જ દારૂ છે એમ સમજો ! કહ્યુ છે કે —

कुर्वंति ये सुरापान, पापमार्गप्रवर्तकाः
आत्मधर्मविहीनास्ते, याता याम्यति दुर्गतिम् ॥

બુદ્ધિહીન, પાપ માર્ગના પ્રવર્તક, સદ્દગુણોના ભક્ષક રાક્ષસો જેવા જે દારૂપાન કરે છે તે આત્મ ધર્મથી ભ્રષ્ટ થએલા એવા દુર્ગતિમા ગયા અને જશે, જો તમને પાપનો ભય લાગતો હોય અને તમારે માણુ સમા ગણાવુ હોય તો બિલકુલ દારૂના સામુ પણ જોશો નહી, જે રાજા–ઠાકોરો દારૂથી દૂર રહ્યા છે તેઓ નિર્મલ ધર્મબુદ્ધિ પ્રાપ્ત કરે છે ઉપસંહારમા હવે કહેવાનું કે સર્વ મનુષ્યો ! ! તમે દારૂથી દૂર રહો !–નહીં

દારૂના ત્યાગથી તમારૂ કલ્યાણ થશે, તમારા સગાં વ્હાલા, તમારૂ કુટુંબ, તમારી જાતિ, તમારો દેશ વિગેરે સર્વનુ તમો કલ્યાણ કરશો હવે મનુષ્યો કેળવણીના પ્રતાપે સમજવા લાગ્યા છે તેથી હવે દારૂનો નિષેધ થશે એમ આશા રહે છે જે રાજા ઠાકોરો નીચ જાતના લોકોના પ્રસગથી વા અહેખ લોકોના સગથી પોતાના દેશનુ, જાતનુ, અને નાતનુ, સહુ ભૂલી જઇ દારૂના દોષમા ડૂબે છે તેઓ હવે પોતાની ફરજ અદા કરી સારા માર્ગે જોડાઓ! સર્વ મનુષ્યો દારૂના વ્યસનથી દૂર રહો! એજ આકાક્ષા –

આયુષ્ય અચલ છે કાલની કોઇને ખબર નથી પુણ્ય અને પાપ પરભવ જતા સાથે આવે છે પોતાની ખરાબ બુદ્ધિમાટે મનુષ્ય પોતે દોષી બને છે સત્પુરૂષોનો સગ કરવાથી મુક્તિ માર્ગનુ જ્ઞાન થાય છે દુનિયામા કોઇ અમર રહ્યુ નથી અને રહેવાનુ નથી માતપિતાને નમસ્કાર કરવો, દેવનુ પૂજન કરવુ, કોઇની પણ નિદા કરવી નહી એજ મોક્ષ માર્ગ છે જાતિની જો હે મનુષ્યો! તમારે ઇચ્છા હોય તો

કામ ક્રોધ લોભ મોહ માયા મત્સર વિગેરે દોષોનો ત્યાગ કરી પરમાત્મ સ્વરૂપનુ ધ્યાન કરો. તન મન અને ધનથી પરોપકાર કરો સતપુરૂષોની લક્ષ્મી પરોપકાર માટે છે ઉપદેશથી, ધનથી, મનથી, પણ દર રોજ ઉપકાર કરો આખ મીચાયા પછી કશુ થવાનુ નથી. હવે ચેતીલો! અવસર જાય છે ભવ્ય મનુષ્ય! હવે આલસ્ય ત્યાગી સન્માર્ગે વળ ધુલેવ ગઢવાસી શ્રી કેશરીયાનાથ તમારા ભજનથી. તમારા પૂજનથી સર્વ લોકો શાંતિ તુષ્ટિ પુષ્ટિ પ્રાપ્ત કરો, અને સર્વ લોકો તમારા પવિત્ર નામના સ્મરણથી પૂર્ણ શાંતિ પ્રાપ્ત કરો! તમારી યાત્રા કરવા આવતા પ્રથમા સર્વ લોકોનું આ લેખ લખી જેટલુ ભલુ ધાર્યું છે તે સર્વ પૂર્ણ થાઓ, પૂર્ણ થાઓ, પૂર્ણ થાઓ, ઇત્યેવ

શ્રી શાંતિ શાંતિ શાંતિ ॥



## ॐ श्रीकेशरीयानाथायनम.

---

नामे सत्यस्वरूप ए, पूरणग्रंथ कराय,
भणशे गणशे जे भवि, ग्रहशे सत्य उपाय १

केशरीया रूपभप्रभु,-यात्रा करतां पथ,
नामे सत्यस्वरूपथी, कीधो सारो ग्रंथ २

परोपकारे राचवु, सज्जन चित्तसुहाय,
बुद्धिसागर आत्मनी,-शाश्वत शांति लहाय ३

मेवाडेछे मोटका, श्रीकेशरीयानाथ
दीनदयाळु दिनमणि, सेवक करो सनाथ ४

आधिउपाधि रोग सहु, तुज नामे दूर जाय
श्रद्धा भक्ति योगथी, पद पद मंगलपाय ५

—*—

# સાત વ્યસન નિષેધ

સાત વ્યસનથી લોકો દુઃખની પરંપરા પામે છે, હિંદ વગેરે દેશોમાંથી દારૂ, વ્યભિચાર અને વેશ્યાગમન દૂર થાય તો વિશ્વ લોકોમાં શાંતિ સુખ વધે, બાળલગ્ન અને વૃદ્ધ લગ્નથી દુનિયાની પડતી થઈ છે અને થશે, હિંદમાંથી કરોડો પશુઓ ઓછા થયા છે, હિંદમાં પૂર્વે અબજો પશુઓ હતા તેના બદલે હાલ ચૌદ અને પન્નર કરોડ ગાયો તથા વીશ કરોડ બકરા છે, તેથી હિંદીઓને દુધ ઘી છાસની ઘણી તાણ પડે છે હિંદમાં પ્રાય કતલ ખાનામાં બાવન લાખ ગાયો દરવર્ષે કપાય છે તે પ્રમાણે દરવર્ષે ભેંસો બકરા વગેરે કેટલા કપાય છે તેનો પણ હિસાબ કરવો જોઇએ જો આ પ્રમાણે ઢોરોની કત્લ ચાલુ રહેશે તો મહાપાપકર્મથી હિંદની પાયમાલી થશે હિંદમાં લાખો વેશ્યાઓ છે તેઓને સુધારીને બીજા ધંધામાં વાળવી જોઇએ વેશ્યાઓ નાની બાલિકાઓને વેચાતી લેઇને તેઓને વેશ્યાઓ બનાવે છે, ઘરડાઓ પરણે છે તેથી વિધવાઓની

તૈયાર થાઓ. જુગાર સટ્ટાના વ્યાપારથી અને પરદેશી વસ્ત્ર વગેરેના મોહથી હિંદુસ્થાનના લોકો પાયમાલીના ખાડામાં આંધળા થઇ પડે છે, તેઓનો બચાવ કરવા દેશનાયકો જાગો ! ઉઠો ! અને કાર્ય કરો !!! બાલકોને ગુરૂકુલ સ્થાપી વીશ વર્ષ સુધી બ્રહ્મચર્યધારી બનાવો! પરસ્પર ધર્મભેદે લડીને દેશની ખુવારી ન કરો. હિંદવાસીઓ જાગો ! અને પાપ કર્મોથી દૂર થાઓ ! અનાથ ગરીબ લોકોને સહાય કરો. પૂર્વના આર્યોના ગુણોને પ્રાપ્ત કરો. પરદેશી મોહિનીમા ફસાઈ ન જાઓ, સર્વ લોકોના ભલામા ભાગ લ્યો અને સત્યના માર્ગે ચાલો, નકામા ખર્ચ ટાળો, દુર્ગુણ દુર્વ્યસનોથી મુક્ત રહો અને સર્વ લોકોના કલ્યાણમા પરસ્પર હાથ મેળવી એકાત્મા બની પુણ્ય કાર્યો કરો અને દુખના માર્ગોથી દૂર રહો.

इत्येव ॐ अर्हं महावीर शांतिः ३

લે બુદ્ધિસાગર.

# સત્યસ્વરૂપ ગ્રન્થનુ અશુદ્ધિ શુદ્ધિ પત્રક

| પૃષ્ઠ. | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩ | ૧૪ | જને | જ્ને |
| ૬ | ૨ | મનય | મનથી |
| ૨૩ | ૨ | પૂણ્ | પૂર્ણ |
| ૨૭ | ૧૨ | ભમ્ન | ર્ભામ્ન |
| ૩૬ | ૮ | વહેરાવરાથી | વહેરાવવાથી |
| ૪૧ | ૧૫ | સાવ | સર્વ |
| ૪૬ | ૧ | તરેહના | તરેહના |
| ૫૪ | ૧૨ | સમ્યમ્ક | સમ્ય । |
| ૭૧ | ૧૫ | ધર્મના | ધર્મનાં |
| ૭૮ | ૧૦ | માનવા | માનવામાં |
| ૮૨ | ૪ | નિમલ | નિર્મલ |
| ૯૨ | ૯ | વાત | વાત |
| ૯૭ | ૧ | માગો | માગોં |
| ૧૧૫ | ૧૧ | ધારે તા | ધારે તો |
| ૧૩૬ | ૧૭ | કીત | કીર્તિ |
| ૧૫૧ | ૧૩ | છાપે | છે |
| ૧૬૭ | ૧૦ | શરાર | શરીર |
| ૧૭૨ | ૩ | समूर्त | समूल |
| | ૩ | मर्मेभ्य | मर्मेभ्य |